# સમર્પણ

સ્વર્ગસ્થ

મારાં પૂજ્ય માતાપિતા

અને

મારાં બન્ને બાળકોને

કે

જેમના સહારે મારું જીવન ઘડાયું

શાંતિબહેન

# બે બોલ

પહેલું તો એ કબુલ કરી લઉં કે ન તો હું કવયિત્રી છું, ન મને કવયિત્રી થવાની લાલચ છે. જેણે જેણે મારા ગીતો સાંભળ્યા છે, જેણે જેણે મારા નૃત્ય–ગીતો સ્ટેજ પર અભિનય સાથે નીહાળ્યા છે એ બધાય ભાઈ બહેનોએ મને દિલપૂર્વક છપાવવાનું કહ્યું છે. છપાવવાનું કહેનાર એકલી ગુજરાતી બહેનો નથી, એમાં મહારાષ્ટ્રીય બેનો છે, કચ્છીઓએ છે ને કાઠીઆવાડીઓ પણ છે. પાંચ વરસની ઉભી માગ હતી. સૌની મમતાને હું કયાં સુધી ટાળ્યા કરૂં?

હું એ પણ જાણુતી હતી કે આમાં મૌલિકતાનો અંશ ઓછો છે. કોઈ વિવેચકના હાથમાં આ પુસ્તિકા જઈ પડશે એટલે પ્રાસ એ તો તાન, માત્રા, હ્રસ્વ ને દીર્ઘની પંચાતમાં પડશે. મને એનું કશુંય શાસ્ત્રીય જ્ઞાન નથી. ૩૦ ની લડતે પ્રભાતફેરીમાં મારી પાસે લખાયું ને ગવડાયું. કચ્છની ભૂમિએ સત્યાગ્રહના પ્રચાર વખતે રણગીતો માગ્યા. મને આવડયા એવા મેં આપ્યા. તે સમયથી તે આજ સુધીમાં થઈને મેં આટલું લખ્યું. જેવું છે તેવું નવરાત્રિના દિવસોમાં બહેનો કાજે એમની સામે મુકું છું.

મારા આ નાનકડા કાર્યમાં સમયનો મોંગો ભોગ આપી ધીરજથી મને સાંભળનાર અને સાંભળીને યોગ્ય સુચનાઓ આપનાર બે ભલા છોકરાઓને ભુલી જાઉં તો નગુણી ગણાઉં. એક છે શ્રી નરનમિલનભાઈ અને બીજા શાન્તિકુમાર શાહ. અને શ્રી સુંદરદાસનો મારે વળી આભાર તે માનવાનો હોય? માડવી જેવા જુનવાણી લત્તામાં રહી મને મારા શોખને પુરો કરવા દેનાર દેશ સેવાનો અમુલ્ય લ્હાવો લેવા જતાં ચાર ચાર વખત જેલ જવા છતાં જેમણે મને મુક્ત સહકાર આપ્યો તે શ્રી કતાનવાલા આ જશના પૂરા ભાગીદાર છે.

આસો સુદી એકમ ૨૦૦૪

મોંઘીબહેન કતાનવાલા

દિવસો ખુટી ગયા. કવિતા શબ્દોનું શરીર હશે પણ એમાનું સંગીતરૂપી ગુંજન-ગુંજન એનો સોળે કળાએ ખીલતો આત્મા છે. એનો મધુર ગુંજારવ લઇ લ્યો પછી રસ ચુસી લીધેલી શેરડીના છોડાને ગોટલો જ રહેશે. કાવ્યોની પર ઢાળનું સુચન હોત તો વધુ સારું કહેવાત. હા, આ પુસ્તિકાના એકે એક કાવ્યને ઢાળ છે, ગુંજન છે. મને મોંઘીબહેનના મીઠા ગળામાંથી વહી આવતા સુર પીધા સાંભળવાનો લહાવો મળ્યો છે. એકે એક ગીત એ ગાય છે ત્યારે મધુર અને મનનું લાગે છે, ભલે ને પછી એમાં આકાશની પાંખે ઉડાની આંખ સમા ભવ્ય કલ્પના ઉડ્ડયનો ન હોય, નિયત કરેલા ઢાળો ન હોય. પણ–'એ મારી પૂરવ–જનમની પ્રિત' અને 'કોન દીશાએ મેરા શ્યામ' આપણા કાનોમાં ગુંજ્યા કરે તેવા મુધર મિલાવટવાળાં છે. 'તું કુંજ નિકુંજ કુંજ મેરી બંસરી બાજે' આપણા કાનોમા ભણકારા વગાડે છે. 'શ્યામ તમે આવો મીઠા ગોરસ ખાઓ' આપણી નજર સામે ગીતથી નાચી ઉઠતી રણકતી ગોપીને તાદૃશ્ય કરે છે. કવિતાને ઢાળો નથી લખ્યા પણ ઢાળ શાસ્ત્રથી નિરાળા એવા આ કાવ્યોને પોતાના ઢાળો છે, મધુર અને મોહક સમયની સાથે કાવ્યોના રંગોય પલટાયા છે. પલટાતા પલટાતા એ એટલા બધા પલટાઇ ગયા કે ગદ્ય પણ પદ્ય બની ગયું. ઓમકારનાથજી જેવા પ્રખર સંગીત શાસ્ત્રીઓએ તો હવે ગદ્યને પદ્ય જેમ ગાવાના અખતરા કરવા માંડયા છે.

પ્રેમાનંદ જેવા સિદ્ધહસ્ત કવિ પણ જો સમયના વહેણ સાથે પદ જોડનારાજ કહેવાયા હોય અને ખબરદાર જેવાઓની Parody પ્રતિકાવ્યો હજુ ગુજરાતમા જગ્યા ન પામતા હોય, ચંદ્રવદન મહેતા જેવાના લાંબા કાવ્યો લાગણીઓનો અતિરેક ગણાતો હોય અને સમર્થ બ. ક. ઠાકોર જેવાની કવિતાઓ પણ અર્થપ્રચુર કહેવાઇને ઠેકડી ઉડાવતી હોય તો ત્યા આ પુસ્તિકાને સાહિત્યમા પગ મુકવાની જગ્યા કયાથી હોય? પણ કેટલીકવાર કેટલાક ગીતોનો સંગીત રણકાર એટલો મનોરંજક હોય છે કે તે મન પરથી હટાવ્યો હટતો નથી. લેખિકાના કંઠે એમના ગીતો સાંભળનારને ઘણાય ગીતોનો રણકાર લાંબા સમય સુધી કાનમા ગુંજ્યા કરે છે

બાળવયમા એમના પિતાએ તંબુરાના તાર અને તબલાના તાલ સાથે સંગીતનું માધુર્ય એમના દિલમા ભર્યું. સંગીતના સંસ્કાર એમના પિતા પાસેથી એમને વારસામા મળ્યા છે અને કુદરતે એમના ગળામા સુધા સમાવી છે. શ્વસુર ઘેર આવ્યાં ત્યારે મીરાનું ગીત ભર્યું દિલ લઇ આવેલા. પરંતુ આસપાસ તો દિલ ભરી જ હોય ને? કવિનું દિલ એના કાવ્યોમા વત્તાઓછા અંશે વંચાયા વગર રહેતું નથી. ભલે લેખિકા ફિલસુફી ન ભણ્યા હોય, પરંતુ સ્ત્રી જીવનની કરુણ ફિલસુફી "એ તો દોરી વિનાનો ઝુલણામા

આલેખાઇ ગઇ છે. ફિલસુફી વગરનુ આ સાદુ સ્ત્રી જીવન નુ ગાતુ હશે? તત્વજ્ઞાન કે ફિલસુફી ભણ્યા વગર આવુ કરૂણ જીવનગાન લાખ્યુ ક્યાથી? ખેલતી કુદતી કિશોરી યૌવના બની જ્યારે સાસરીએ પગ મુકે છે ત્યારે કચ્છી સમાજમા પિયરનુ પોતાનુ નામ પણ મિટાવી દેવુ પડે છે.

"ડુંગરથી રે નદી રૂડી દડતી આવે,
પોતે મીઠીરે જીવન કડવા બનાવે"

સ્ત્રી જીવનના કરૂણ નિશ્વાસની આ સુંદર કલ્પના છે જીવનની સઘળી મીઠાશ કડવી બની જાય છે તોય ઘણીક વખત કલ્પનાએ સમણાનુ સુખ પણ લાધતુ નથી સમાજની નિષ્ઠુરતા પાસે કેટલી બધી દિન દુભાવે તેવી કરુણા રેલાય છે તો પણ સ્ત્રી એ તો સ્ત્રી જ છે પહાડનેય આભી નાખી તે ગાય છે

"જીવો અપાર માહિ જતુઓ અપાર છે
સૌને તે પોતે જગી જુનણો જુનાવે

"પરદેશી પખીડા મા લેખિકાએ હરેક સ્ત્રીના દિલની વાત કહી છે સસુરાનની સાહેબી, સાસુનુ વ્હાલ જેઠનો વૈભવ જેઠાણીનું માન અરે ગુજરાતી ઘરમા ભાભીના જીવનમા જીવનનુ સ્થાન પામેલો દિયેર પણ નવ પરણેતરને લલચાવી શક્તો નથી

ચોમાસામા પાણીથી ઉભરાતી તનાવડી જેવી દિલમા રીસ ભરી છે તોય સ્ત્રી માઝા મુકતી નથી બધીય રીસ દાદા પર માંડે છે

"આખથી રે મીઠી દીકરીને સૌ ગણતા હતા,
તોય દાદા એ દીધી પરદેશ જો"

પણ સમયની સાથે લેખીકાના જીવને પણ રંગ પલટયા લાગે છે ૩૦' ની ક્રાંતિ દુદભી સુણી એ ખડા થઇ ગયા એમના મીઠા અવાજે માડવીનો બહેન સમુદાય જાગ્યો એમને ઢોલક અને હારમોનિઅમ સાથે લલકાર્યું

હો બેની મને લાગ્યો કેસરિયાનો રગ આ નાના શીકડા ગીતમા ત્રિભુવન વિચાર મુરેખના પથરાઈ છે એ સમયમાં હિન્દીનારી રણ મેદાનમા માથા મુકે એવી જાગૃત નહોતી થઇ એતો પોતાની ભેજ રખુડી ઉઠે છે

'હુ ઉઠી નિત નિત પૂજુ ને ગીતો એના ગાઉ
એ ત્રિરંગી ઝંડો મારા હિન્દનુ નિશાન
હિન્દનુ નિશાન એ છે હિન્દીઓના પ્રાણ રે

આગમના મા પણ એજ વસ્તુ વિચાર છે અને જેમણિયાના રંગ તો કશુ કહેવુ જોગ નથી તે સમાની સ્ત્રીજીવનની જાગૃતિનો એ નિચોડ છે ખપી જવાની બાલના ઝગમગે તોય "હજીયે ઉગ્યાં બરજે ના ગ્યો પ્રેરણા કાજે જાગૃત ઝરતા 'નામના નિબધમા અતિ મહત્તાથી ગ્રન્થ

જય બાપુની સુહૃદયતાને આલેખવાની કોશીષ કરી છે અને અજાયબી તો એ છે કે આખા વિશ્વને સ્પર્શતા આ કરૂણ પ્રસંગ પર લેખિકા ઝેરને જવા દઈ અમૃતજ સીંચતા લાગે છે ગોળીનો દેનાર કે ધર્માંધોની ધર્માંધતાને માર્ગમાં લાવ્યા સિવાય બાપુને બેજાન કરનાર એ બંદુકડીને અને એના બનાવનારને લેખિકા સહી શકતા નથી

"ક્યારે ગોઝારે એ હુવાર ઘડી હો જી
કાળી ઝેરીલી બંદુકડી એ
ગોઝારી ગોળીના ભોગે બાપુ પોઢીઆ હો જી"

અત્યારે મને પિર્લ બક યાદ આવે છે બાપુના નિર્વાણ સમાચાર સાભળી એની પુત્રી એને પૂછે છે, "મમ્મી, આ બંદુક ન બની હોત તો!" અને એટલેજ લેખિકા કદાચ કહેતાં હશે

"રામ, કૃષ્ણ કે બુધ્ધ મહાવીર હતા હો જી"
કે હતા ઇસુ કે પયગમ્બર રે
ઐક્યના ઉપદેશક બાપુ પોઢીઆ હો જી

'વિદાય સંદેશ'માં દિલના દરેક અરમાનોને સ્વાર્પણની ભઠ્ઠીમાં ખાખ બનાવીને કેસરિયા કરવા જતી એક જાગૃત ગૃહિણીનું સચોટ આલેખન છે. જીવનની કોઈ મમતા માતાના સાદ પાસે રણે ચડતી આ રણચંડીને કેસરિયા કરતા વાળી શકે તેમ નથી માતાની માયા, પિરલાનુ વહાલ, સૈયરના બેન પણાં દેવનો દીધેલ નિજનો એકનો એક આશા દીવડો અરે સાહેબાના વસમા વહાલ પણ એના માર્ગને અવરોધી શકે તેમ નથી એ તો ભાઈને લલકારે છે, એ તો સૈયરનો સાદ પાડે છે પોતાના પટેને,

'દીકરા મારા તુ જીવનની જ્યોત જો
દેવ દીધેલ તુ છે મારો આશા દીવડો
ક જાતા તુ લેજે મારૂ સ્થાન જો
વેગે રહેજો માની ગોદે આવજે'

અને પ્યાર ભર્યાં પોતાના સાહેબાને પોરો ચડાવતા,

સાહેબા મારા વસમા તારાં વહાલ જો
એ મ્રિત્યુને જોરે જગે ઝુકજો
ખાંભીને ખાંપણ તો લેતા આવજો
પોઢણ તો કરશુ રે માની ગોદમાં

નાનકડીઆ નાગની ભાવ પ્રદેશ પર નાચી ઉઠતી લેરો જેવું હલકુ ને મધુર આ કાવ્ય છે એની દરેક પંકિતમાં સંગીતની મીઠાશ ભરી છે

જ્યારે જ્યારે ક્રાંતિના યજ્ઞો મંડાયા છે ત્યારે ત્યારે કંઈક અનામી ખુપી ગયેલા રણબંકાઓના ગૃહજીવનના ઉના નિશ્વાસ અણખુટ અને એકધારા

બન્યા છે–"વિજોગ" રણે ચડેલા કોઇક યોદ્ધાની ગામડાની ગૃહપત્નિનું તાદૃશ્ય અને કરૂણ ચિત્ર છે.

આ પુસ્તિકામાંના લગભગ બધાય કચ્છી ગીતો સુંદર અને ભાવવાહી છે એમાના બધાય ગીતો સંગીત સુંદર છે "વ્રજ વલાપ" અને "ઓઢ ઘો મોરવો" આપણા દિલમા રણકી ઉઠે છે 'વ્રજ–વલાપ'મા નટખટ કાનનુ એક બાજુ ચિત્ર છે જ્યારે બીજીબાજુ,

"રોરી રોરી ગોકુળ રૂવે વ્રંદાવનજા ઝાડ રૂવે
એ મુંજે આતમમે અચ વસો અજ ઠરો રે
અગીતા અજ ઠરો રે"

ત્યારે 'ઓઢ ઘો મોરવો'મા આપણી નજર સામે 'ગતડીયુ તોડ્યુ અખડીયુ વળી કુ ધક્તે લટકો લગે સારો રે' વાળો મસ્ત મધુર ખેલો કરી રહે છે કચ્છી ગીતોનો લેખિકાનો પ્રયત્ન સુંદર અને આગળ માર્ગ કરે તેવો છે

માતાઓના ગરબા લખાયા છે ત્યારે ખુબ લખાયા છે પણ સમયની સાથે સમયને ગમે તેવી રસમા નવા લખવાને કવિઓ હજુ બનચયા લાગતા નથી ક્રાંતિના ઝંડા લઇ દેશના પટ ફેરવવા અને સમાજના થર નીચેથી કચડાયેલાઓને બહાર ખેંચી કાઢવા લાગી ગયા છે કોઇ એકાદ બોટાદકર કે મેઘાણી જેવા સિવાયને સ્ત્રીની સ્મરણા ગીત રચવા બબચારતી નથી છતાય હમણાં હમણાંના એ દિશામા ઠીક ઠીક પ્રયત્ન થઇ રહ્યા છે પણ પ્રયત્નની સચોટતાના અભાવે શહેરની નવયૌવના કન્યાઓ મોં ચઢાવી આખાય ઠાર સમાજને ડામ દેતી હોય તેમ સંસ્કારી ગરબા કે રાસને હડસેલી મૂકી,

"નાગર રાણી અનેક, ગલી પાર કર કે—
વચી આઉ'નો સુંદર ગરબો

ગોખવી દે છે મે માગ પોતીકાજ કાને શહેર જ જો ક્રાંતિનુ ધામ કહેવતુ હોય તો શહેરની કહેવાતી સુસંસ્કારી કન્યાઓના મોએથી ઉપરનુ ગીત નવરાત્રિના દિનોમા સાભળ્યુ છે. જેને ભાવિની ચિંતા હોય તે જૂવે કે આ સમાજનો આવતો પ્રવાહ કઇ તરફ માર્ગ કાઢી રહયો છે

ખેર, ભાગ્યે એક દિવસ સાચા માર્ગ તરફ વળવાનુ છે એમા મને લગીરેય શંકા નથી સહેજ વધુ મોડુ થશે એટલુ જ

લેખિકાના નવરાત્રિના ગરબા ભલે જ સ્થાન પામી શકે તેમ તો નથી છતાંય અત્યારના સમયને અનુકુળ રાગોને લીધે તે જરૂર ગુજરાતી બહેનોને ગમશે એમા મને શંકા નથી પુસ્તિકામા કોઇ પણ સારૂ તત્વ હોય તો તે કચ્છી ગીતો છે કચ્છી ગીતો અને બીજા દશપંદર ગીતો બાદ કરતા આ પુસ્તિકામા બનાવવાવે તેવુ કશુ નથી એમ કહું તો તે વધારે પડતુ નહી ગણાય

દાદર,

તા ૫-૧૦-૪૮

શાંતિલાલ નારણભાઈ પટેલ

# અનુક્રમણિકા

# શુદ્ધિ પત્ર

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| પાનુ | ૧૪ | લીટી | બીજી | 'લેને' | જગ્યાએ | 'લેવે' |
| ,, | ૨૩ | ,, | બારમી | 'લાડકા' | ,, | 'લાડકો' |
| ,, | ૩૦ | ,, | સાતમી | 'નીર' | , | 'નીરને' |
| , | ૩૧ | ,, | સાતમી | 'કાડા' | ,, | 'કાદો' |
| ,, | , | ,, | પંદરમી | 'આપીઆ' | ,, | 'આપીઆ |
| ,, | ૩૩ | ,, | સોળમી | 'તેને' | ,, | 'તે' |
| ,, | ૩૬ | ,, | દશમી | 'દારે' | ,, | 'ડારે' |
| ,, | ૫૧ | ,, | આઠમી | 'સાડો' | , | 'સોડો |
| ,, | ૫૩ | ,, | નવમી | 'પનિતકારી' | ,, | 'પત તમારી' |
| ,, | ૫૯ | ,, | છઠ્ઠી | 'ભોગજા' | , | 'ભોગમે' |
| ,, | ૬૨ | ,, | પાચમી | 'તેગ | , | 'તેરે' |
| ,, | ૬૭ | , | છઠ્ઠી | 'માગ્ય | , | 'માગે' |
| , | ૬૮ | , | નવમી | 'આપે | , | 'આવે |
| , | | , | , | જમના' | , | 'જમાના |
| | | , | બારમી | આપે | , | 'આવે' |
| , | ૭૦ | ,, | આઠમુ | મા | ,, | 'માને |
| ,, | ૭૧ | , | અગીઆરમી | 'છઠ' | , | 'છઠ્ઠે' |
| ,, | | ,, | વીસતી | અ મામા' | ,, | 'અ બામાના |
| | ૭૨ | , | આઠમી | છઠ્ઠ અને નગાડેતી | ,, | 'છઠ્ઠે' અને 'નગાડની' |
| ,, | | | અગીઆરમી | ગિરિપે | | ગિરિમા |
| | ૭૩ | | બીજી | અમારે | | અમારો' |
| | ૭૪ | | પહેલી | નનન | , | નનના |
| | ૮૫ | | બારમી | મતા | | માતા |

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| પાનું | ૮૫ | લીટી | વીસમી | 'ઓદી પછી' | જગ્યાએ | 'ગાદલડી' |
| ,, | ૮૬ | ,, | આઠમી | 'સ્રોત' | ,, | 'સ્તોત્ર' |
| ,, | ૮૮ | ,, | ચૌદમી | 'ટળાજો' | ,, | 'ટાળજો' |
| ,, | ૯૪ | ,, | આઠમી | 'પજુ' | ,, | 'પૂંજુ' |
| ,, | ૯૮ | ,, | પહેલી | 'મે .. છ' | ,, | 'સે છ' |
| ,, | ૯૯ | ,, | અઢારમી | 'આધ્યાય' | ,, | 'ઓધ્યાય' |
| ,, | ૧૦૨ | ,, | છઠ્ઠી | 'વલાના' | ,, | 'વદાસના' |
| ,, | ૧૦૪ | ,, | છઠ્ઠી | 'વિજોગ' | ,, | 'વિજોગો' |
| ,, | ૧૦૫ | ,, | સાતમી | 'સાડીયે' | ,, | 'લાડીલો' |
| ,, | ૧૧૫ | ,, | પહેલી | 'યમનારાણી' | ,, | 'મયનાગણી' |
| ,, | ૧૧૭ | ,, | ચૌદમી | 'નગાયણ' | ,, | 'નારાયણ' |
| ,, | ,, | ,, | સત્તરમી | 'થાય' | ,, | 'ધામ' |
| ,, | ૧૧૯ | ,, | ત્રીજી | 'જર' | ,, | 'ગર' |
| ,, | ,, | ,, | ચૌદમી | 'જેડા જેડમાં' | ,, | 'જોડા જોડમા' |
| ,, | ૧૨૪ | ,, | ચૌદમી | 'જેડા | ,, | 'જોડા' |





# આતમ ભણુકાર

### સાખી

બંસી ધુન સુન પરહરી.... ઘર.... તણું.... સૌ કાજ
પંચમ છેડે.... સ્વરકો.... મુજ આતમમેં ભનકાર....

બ્રીંદાબનમેં બાજે રે સખી મંજુલ મુરલીયાં
હાં.... હાં.... સખી મંજુલ મોરલીયાં....

કુંજ નિકુંજમેં શબ્દ સોહાયે અધર ધરી બાસુરીયાં
મધુર નાદે નાચત ગોપી રાસ ખેલત સજનીયાં....

રચ્યા પ્રભુ ઝુલનીયાં રાધા માધવ ઝુલે ઝુલનીયાં
એ ... આનંદ ઉર ન સમાયા....



બ્રીંદાબનમેં બાજે રે સખી મંજુલ મુરલીયાં....
હાં.... હાં.... સખી મંજુલ મુરલીયાં....



# બંસરી બાજે

તું કુંજ નિકુંજ કુંજ મેરી બંસરી બાજે
મદા નંદલાલ તોહે મુખપે સે બાજે....તું કુંજ

ઘર તણા સૌ કાજ છોડી દોડી મેરી આઉં
પ્રભુજીગીઆ ચારી મેરી ગલીનમેં આયે....તું કુંજ

કબ મલાર કબ બસંત કબ બીહાગ ગાયે
ગૌ ગોવાલ સંગ પ્રભુ જુગલ જોડી બાજે....તું કુંજ

કબ કટીપે કબ કરમેં કબ અધર ધારે
મોર પીછ મુકુટધારી કામળી ઓઢે ...તું કુંજ



સુર શ્યામ પ્રેમે ભજે નંદકા કિશોર
માખન મિશ્રિ ખાએ એસો ગોપી ચિત્તચોર....તું કુંજ







# વાંસળીના જાદુ

ક્યાંરે વાગે છે ઓલી વાંસળી રે
ભર રે નિદ્રામાંથી ઓચીંતી જાગી રે
વ્યાકુળ બનાવે દિન રાતડી રે કયાં રે

વાંસળીએ વશ કર્યાં મેવાડ તજાવ્યાં રે
મેં તો લીધી છે ગોકુળ કેરી વાટડી રે કયાં રે

જંગલની લાકડી રે મોહનની વાંસળી રે
મારા અંતરમા રાતદિન એ ગાજતી રે કયાં રે



એરે વાંસલડીએ મોહ્યા મુનીવર રે
વાણી બોલે છે મીરાં રાકડી રે કયાં રે



# વૃંદાવનમાં

વૃંદાવનમાં મુરલી વાગે ચાલો જોવા જઇએ
રાધા માધવ થૈ થૈ નાચે
નાચે ગોપી ગોવાળ રે ....

પીળાં પીતામ્બર જરકસી જામા શીશ કલંગી ધારી
ધીરી ધીરી બંસરી બજાવે
મધુર રાગે ગાયે રે ....

રાધારાણી મુખ મલકાવે સુંદર તાન મચાવે
દામણી ઝગમગ શોભે લલાટે
નથડી ઝોલાં ખાયે ....

ખટ્માસ રમતાં રમતાં વિત્યાં જાણી નહીં દિનરાત રે
એની લીલા નવ કોઇ જાણે
અકળ ગતિ કીરતાર રે ....







# મધુરી બાંસુરી

બાજે રે....કુંજ-નિકુંજમેં મધુરી તિહારી બાં....સુરી
અપને મંદીરમેં સુની હરીમેં મંજુલ સે તેરી બાંસુરી....

શબ્દ સોહાય મોરે કાનનમેં બાવરી હુઇ ઉન તાનનમેં
પંચમ સુરે એ શ્યામ સુનાવે શ્યામલડી તેરી મુરલી....

ઝરમર ઝરમર મેહા બરસે કૈસે આઉ હરિ પાસ રે
દામિની દમકે ડર મોહે લાગે આવનકી એહી આશ રે....

કહે રે મુરલી કોન સૂજી તોહે કવન તિહારી જાતી
બન બનકી છોટીસી લકરી જગમાલીકે પાસ રહી....

જમુના તટપે ગૌવન સંગમે શોર મચાવત બનમેં
મૂરશ્યામ દર્શનકી પ્યાસી તાલાવેલી મોહે મનમેં....



# રાસઘેલી ગોપી

રાસ

સખિ ઝીણી ઝીણી ઝીણી ઝીણી વાગે ઓલી વાંસળી
ચાલો જઈએ શરદની છે રાતડી ....સખિ
ગોપ ગોપીનાં ટોળાં જોને ઉમટે
જોને શશીએ સજેલ કેવી રાતડી ....સખિ
સખિ ઉતાવળી આવી શી વનમાં
વ્યાકુળ બનાવે ઓલી મુરલી ....સખિ
હું તો બર રે નિદ્રામાંથી જાગી
મેં તો હાર પ્હેર્યો ને માળા વિસરી ....સખિ
મેં તો પ્હેર્યાં બાજુબંધ બેરખાં
મારી નાકેથી નથ ગઈ નિસરી ....સખિ
મેં તો આંજણથી સેંથડા પુર્યા
લઈ સિંદૂર આંખડી આંજતી .. સખિ
હું તો સાસુથી છાની છાની આવતી
વળી નણદીની બીક ઝાઝી રાખતી ....સખિ
તાલ તાનમાં રમે છે ગોપ ગોપીઓ
માંહિ સુર રે પુરે છે ઓલી વાંસળી ....સખિ

ખટ માસની રે રાતડી કીધી
રમે એક એક કાન એક ગોપી ....સખિ






# મંજુલ બંસરી

એરી સખિ મંજુલ બંસરી આજે કાન બજાવે કર્ણું સુનાયે

થૈ.....થૈ........તાન મચાવે....

શબ્દ સુની મેં જાગી જબકી કરતા શૃંગાર રહી અટકી

જનનનજન મોહે કાને આવે....

સાસ હઠીલી નણદી ઠગારી વિનતિ કરી કરી હારી

કથજી મેરા કહ્યો ન માને....

પ્રેમઘેલી ગોપી હુઇ વ્યાકુલ શામળી સુરત એહી બસી મોરે મનમેં

તાલાવેલી મોહે લાગી તનમેં....





# રાસ રણકાર

રીણુ ઝીણુ રીણુ ઝીણુ ઘંટડી બાજે
    ઝીણા સૂરના પાવા વાગે
ઢોલ વાગે પખાજ રે વાગે
    ધ્યાનમગ્ન જોગી જન જાગે —રીણુ ઝીણુ

સુતી સેજથી ગોપી જાગે
    એરી વૃંદાવન મોરલી વાગે
ગોપ ગોપીનાં ટોળાં લાગે
    રમિયા રાસે ધરણી જાગે —રીણુ ઝીણુ

પશુ પંક્ષિ સૌ કો ત્યાં આવે
    બાળ વૃદ્ધ સૌને મન ભાવે
દેવર્ષિ મહર્ષિ નીરખે
    અબીલગુલાલ ઉર મન ફાવે —રીણુ ઝીણુ

બ્રહ્મા અને બ્રહ્માણી નીરખે
    શીવ પારવતી સંગે હરખે
ડમ ડમ ડમ ડમ ડમરૂ બાજે
    વાઘાંબર ધારી શીવજી નાચે —રીણુ ઝીણુ





# વે ણુ

વાગી રહી રે વેણું
વાગી રહી રે
નિત્ય સવારે મોહન વેણું
વાગી રહી રે — વાગી

ગાવલડીને સુરે બોલાવે
વાછરડાંનો શોર મચાવે
કામ મુકાવે બાળ મુકાવે
સાસુ વહુના ઝગડા જગાવે — વાગી

કહે રાધિકા સુણ બાંસુરી
શાં શાં તપ તેં કર્યાં સખી રી
જે મુખ દુર્લભ દેવોને
સો મુખપે તું સાહી રે — વાગી



કહે મોરલી સુણ રાધિકા
પૂરણ તપથી વરી મુરારી



ભર જંગલમાં હતી એકલી
            ઉપર આભને નીચે ધરતી — વાગી

ટાઢ તડકો વર્ષા વેઠી
            ક્રૂર કુહાડે દેહને કાપી
છોલી કાપી મમ દેહ સજાવે
            એને મન નહીં તોયે ભાવે — વાગી

ગયો લુહારે છેદ પડાવે
            કાપ્યા ઉપર ડામ દઝાવે
એટલે એતો નહીં મ તોષ્યો
            ગલીએ ગલીએ મૂલ કરાવે — વાગી

પૂર્વભવના પુણ્યે મળી રી
            પ્રભુએ મુજને અહીં મળી રી
ધન્ય ધન્ય ગોપી જશ ગાવે
            જડ માંહિ ચેતન એ લાવે — વાગી








# પૂરવ જનમની પ્રિત

એ મારી પૂરવ જનમની છે પ્રિત રે છોડાય કેમ શ્યામને રે

મારૂં મનડું હર્યું છે જગદિશરે છોડાય કેમ શ્યામને રે

સાખી

પ્રિતલડી પુરવ તણી....છોડી ના રે છોડાય

ધણી ધાર્યા કેશવને એ....ભલે થવાનું હોય તે થાય

છોડાય કેમ શ્યામને રે







# મેરે શ્યામ

બતાવો.... કોન દિશાએ મેરે શ્યામ
યહાં ઢૂંઢી મૈં વહાં ઢૂંઢી લેને ઉનકા નામ
વૃક્ષલતાસે પૂછી ફીરતી કવન ગલી ઘનશ્યામ ....બતાવો

ઉડનેવાલા પક્ષી સુનલે લેજા સંદેશા મેરા
બીરહાકી મારી બનબન ઢૂંઢે અબ દરશન દો નંદલાલ ....બતાવો

જમુના તટપે કુંજ ગલીનમેં અધર ધરી બાંસુરીયાં
ગૌ ગોપનકે બીચમેં માધવ ગોકુલકે તું પ્રાણ ....બતાવો

શ્યામ સુરતીયાં મધુર મોરલીયાં સુનાદે ઉનકાગાન

સુન રે સખિ! ઉન શ્યામ બીના કૈસે રહે મેરા પ્રાણ ....બતાવો






# મીરાં નાચે

રૂમઝુમ રૂમઝુમ મીરાં નાચે
નાચે કૃષ્ણ મુરારી.. રૂમ૦

ભક્તને આધીન છે ભગવંતા
તાલમે તાલ મીલાયી.... રૂમ૦

નારદ શારદ શેષ મહેશા
પાર ન પામ્યા ત્રિપુરારી.... રૂમ૦

મીરાંકી એ ભક્તિ ન્યારી

નાચે કુંજ બિહારી
સંગ નાચે કુંજ બિહારી.... રૂમ૦



# નથી રે રહેવું

નથી રે રહેવું મારે નથી રે રહેવું

રાણા તારા મેવાડમા મારે નથી રે રહેવું--રાણા નથી રે

માતને તાત છોડી સંસારી બંધન તોડી

પ્રિતલડી રે મે તો પ્રભુ શુ જોડી રે--રાણા નથી રે

બોલડે બંધાણી હું તો વાણીએ વેચાણી રે

ફકીરી લઈને સાચી કરી છે કમાણી--રાણા નથી રે



મીરાના ગિરિધારી થઈને સુકાની રે

પાર ઉતારો મારી નાવડી રે--રાણા નથી રે







# સાચું સાસરિયું

મારૂ સાચુ સાસરિયુ શ્યામ,
નીભાવો મારી ટેકને રે મારૂં

ભકતને આધિન છો ભગવંતા,
કર્યા વૈષ્ણવના કાજ પ્રભુ તમે મારૂ

અધમ ઉધ્ધારણ ભવ દુ ખ તારણ,
છો નોધારા આધાર પ્રભુ તમે મારૂં

કરૂણા કરો જગ જ જાગ હરો,
અનાથ કેરા નાથ પ્રભુ તમે મારૂં

અરજ અમારી ધ્યાન ધરો,

તમે મીરાના ગિ રી ધા રી મારૂ



# કાનુડાની ગોપી

ભૂલી ગયા શું નંદલાલ પૂરવની પ્રિત્યું અમારી
શ્યામ તમે નાના હું ગોપીકા નાની
મોટા થયા તો લાજ શાની ?.... હો નંદલાલ

મથુરામાં જન્મ્યા વસુદેવજીના બાળ થઈ
ગોકુળમાં ગૌધેન ચારી.... હો નંદલાલ

સાસુથી છાની હું નણદીથી છાની
આવતી'તી ઘુંઘટડો તાણી... હો નંદલાલ

જલ ભરવા જ્યારે જાતા જમુનાનાં
મારગમાં રોકો મુરારી... હો નંદલાલ

દહીની દોણી ભરી જાતાતા વેચવા
દાણ માગો પાલવડો તાણી... હો નંદલાલ







ગોકુળની ગલીએ વૃંદાવનની વાટે
નંદજીની ગાવલડી ચારી.... હો નંદલાલ

વેણું વગાડી અડધી રાતે બોલાવી
પાછી મોકલાવી સૌ નારી.... હો નંદલાલ

અન્ન ન ભાવેને નિદ્રા ન આવે
લગની એવી તેં લગાડી.... હો નંદલાલ

શરદ પુનમની ચાંદની રાતે
મીઠલડી વાંસળી વગાડી.... હો નંદલાલ

ભાન ભૂલીને શૃંગાર અવળાં ધરી
પ્રેમે શું રાસે રમાડી.... હો નંદલાલ







# ક્રિશ્ન કનૈયા આજા

આજા....આજા....ક્રિશ્ન કનૈયા આજા....
તેરી શ્યામ સુરતીયાઁ દીખાજા ....આજા

કબકી ઠાળી પંથ નિહાળું
આ શ લ ગા કે ગ લી યાઁ ....આજા

કુબજાને કછુ જાદુ કીના
અબ ઉનકે હુવે સાંવરીયાઁ ....આજા

હાર બનાઉ ફુલ મંગાઉં
બીચ રંગ બે રંગી કલીયાઁ .. આજા

ચંદન ચર્ચું તુલસી અર્પું
મૈં ગોકુલકી ગ્વા લ ની યાઁ ....આજા

અવધી તો ઇશ બીધ હી બીતી
નિં દ ન હીં ને ન ની યાઁ ....આજા



બિનંતી કરે પ્રભુ ભાન દુલારી
મેરે અખીયનકે તારલીયાઁ ....આજા

# કાળાનાં કામણ

મત કરો કોઇ કાળા સાથે પ્રીતલડી
કાળામાં કંઇ કામણ ભર્યાં છે અપાર રે ....

કાળો કિસન કાળી ખાંધે ઓઢે કામળી રે બાઇ
કાળી કાલિંદી કેરે ઘાટ વગાડે કાળી વાંસલડી ...

કાળો ભમરો મધુરા રે રસનો દેનાર બાઇ
કાળાં વાદળ વરસાવે રે નીર ....

કાળી કોયલ મીઠું રે ડાળીડાળી બોલતી રે બાઇ
કાળો અંબોડો કામિની શૃંગાર ....

કાળી કીકી અમૃત કેરી ધાર રે બાઈ
કાળી કાળી કસ્તુરી સુગંધ ...

કાળો સાગર કાળી માંહિ હોડકી રે બાઇ
કાળાં હલેસાં સુકાની હથિયાર ....

કાળા અંધેરા દિલમાં દીપક બાળીએ રે બાઇ
કાળા લોખંડી સંબંધી જંજીર રે ...



નંદની રાણી સુણોને વાતડી
લાલ તમારો અટારો રે બાઈ....કેમ

પરરે નારીની પાછળ ફરતો
અમે મોટા ઘરની નાર રે બાઈ....કેમ

ઘેલી ગોપી તું ઘેલું શું બોલે ?
લાલ મારો ઘરમાં ખેલે રે બાઈ....કેમ

રાવ ખાવાની નિત્ય ટેવ તમારે
નથી અવગુણ મારા લાલમાં રે બાઈ....કેમ

કહેને રે કાન આ ગોપી શું બોલે
ના એ મારી ગોપી જુઠું રે બોલે બાઈ....કેમ



ગાવલડી ચારૂં ત્યાં પાછળ રે આવે
જ્યારે ને ત્યારે એ મુજને સતાવે બાઈ....કેમ







# ગોરસ ગોપી પ્યાર

શ્યામ તમે આવો મીઠાં ગોરસ ખાવો
હો શ્યામ તમે આવો
મારા નાનાં છે ધામ મારા છોટાં છે ગામ
હો શ્યામ તમે આવો
સાથે ગોપ સખાને તેડી લાવજો
સાથે રાધા રાણીને દીપાવજો
મારા છોટા ઘનશ્યામ સાથે લાવો બળરામ —હો શ્યામ

ઘેલી ગોપીનાં ગોરસ ચાખજો
ધરી બંસીને મનડાં લોભાવજો
મારી મીઠી મીઠી છાસ
મારી તાજી તાજી છાસ —હો શ્યામ

રંક ગોપીની અરજી સ્વીકારજો
મારી નાની મઢીને શોભાવજો
જશોદાના રે લાલ
મારા હૈડાના હામ —હો શ્યામ





# રાધાના અબોલડા

તું બોલ સખિ બોલ શાને લીધા અબોલડા
ઘૂંઘટડો ખોલ શાને લીધા અબોલડા ? —બોલ

જ્યારે ને ત્યારે શ્યામ વાટે ચાળા કરો
નિત્ય નિત્ય માગો શાનું દાન ?
હું રે ના બોલું મારા તમથી અબોલડા —બોલ

મારી ને તારી સખિ પ્રિતી પૂરવની
એ રે પ્રિત્યુંનાં તેં કીધા શું તોલ ?
ઘૂંઘટડો ખોલ શાને લીધા અબોલડા —બોલ

ગોરી ફોડી દધિ માખણ ઢોળીને
ચીર લીનાં ને તૂટી માળા
ઓ નંદના ગોવાળ મારા તમથી અબોલડા —બોલ

ચીર મંગાવું હાર હેમના ઘડાવું
હવે હસીને રાધિકા બોલે
ઘૂંઘટડો ખોલ શાને લીધા અબોલડા? —બોલ



તારે તે કાન સોળ સહસ્ર રાણી છે !
મારે તો પ્રાણનો આધાર
હો નંદના ગોપાળ મારા તમથી અબોલડા —બોલ







# જમુનાના નીર

મારે જાવું જમુનાના નીર રે
સાહેલડી રોકે ઓલો વાટલડી શ્યામ

એના ઈંઢોણી મારૂં રૂપલાનું બેડું
પાંચસાત સાહેલીનું સાથે છે ટોળું —રોકે ઓલો

ઓરે મદમાતી ગોપી જોને સાચું કહું
દાન લીધા વિના તમને ન છોડું —રોકે ઓલો

ઓરે ગોવાળ તું શીદને ચાળા કરે
આ રાજ છે કંસનું શીદને ગુમાન ધરે —રોકે ઓલો

માસી પુતનાના પલમા મેં પ્રાણ લીધા
કંસ મામાના મારે વિશાત શા? —રોકે ઓલો





દૂધ દહિંના રે લે છે તું દોકડા
પાણીના કર નથી ક્યાંયે સાંભળ્યા ! —રોકે ઓલો

એવું નંદાય તારૂં હું રે ન જાણું
દેને મારૂં દાન નહીં તો એવી લગાવું —રોકે ઓલો

જાવા દે કાન અમે મોટા ઘરની નાર
તું તો નાનો સરખો ગાયોનો ગોવાળ —રોકે ઓલો

જિત્યા નંદલાલને હારી ગોપી નાર
ગોપીનો નાથ કરે લીલી અપાર રે
રોકે ઓલો વાટલડી શ્યામ.






# ગોપીનું વલોણું

દોહા

ગોરી ગાવલડી તણાં....ગોરસ ખાઓ નંદકિશોર
ગોરી રાધા મહીં વલોવે....ક્યાં છો માખણ ચોર ?

એ....એ....એ આવો શ્યામ મારે નેહલડે
સામ વલોવા મારે કામ સે
ઓ હામળા મારે નેહલડે
એ નાવો તો નંદજીની આણ સે —ઓ હામળા

મેરૂ મરીખો મારો મહિડાનો માટ સે
હામી હેરીએ મારી આવવાની વાટ સે
ગામ વલોવા મારે કામ સે —ઓ હામળા

નવકુળ નાગના નેતરાં રે શોભે
વેઢને વીટી તારે હાથે ઝબૂકે
માખણ ને મામની સોળો ઉડે —ઓ હામળા

કાળો કરહનીઓ ને ગોરી રાધા સે
સાસ ના વલોવો તો તમને બાધા સે
હાસું કહું મારા હમસે —અલ્યા હામળા



આહીર કેરી જાનલડી તારી
કામળી ખાધે શોભે છે મારી
અલ્યા પાવાના સૂર તાગ મીઠા લાગે —અલ્યા હામળા



# શરદની રાત

એ શરદની રાત સખી આવી સોહામણી
રાસે રમવા આવો જી રે —શરદની

એ....ઉગ્યો શશી જેને રૂડો પ્રકાશમાં
તારલા ટમ ટમ ચમકે ગગનમાં
ચારે રે કોર રહી ચાંદની પ્રસારી —શરદની

એ....આભથી ઉતરી અવનિ અજવાળે
સાગર સરીતાના નીર શોભાવે
વન ઉપવનને સુંદર સજાવી —શરદની

એ....ચાંદની રાતે કાનજીની સાથે
થૈ થૈ થૈ થૈ રમતાં તાં રાસે
કાનગોપીસંગે રમતાંતાં રાધારાણી —શરદની

એ....ઢોલ પખાજ મૃદંગ ધ્વની ગાજે
પાવા શરણાઈના સુર જેને વાગે
નરને નારી આવે ટાળે મળી —શરદની

★







# ઉગ્યાં પરભાત

ઉગ્યા પરભાત જોને પૂર્વ દિશામા
ચોને મભારી શિર બેડલા
એ ચોને મભારી શિર બેડલા
મીઠા મધુર સૂરે બોલે પખીડા
ઘેર ઘેર ઘટીના નાદો રે ગુંજતા
ગોન્ડી ગાવડીના છાણ વનોણા
ફર ફર જોને મભગાય છે ફૂમકા
વહેલી પ્રભાતે ખેડૂત નિસર્યા
આવે ઘેગુડા શીંગડા ડોલાવતા
કુવાના કાંઠે બેડા અજવાળતા
મીઠી મીઠી મનડાની વાતલડી કરતા
આપણે વડુવાઉ જેન મોહન ઘરના
પાણીના મસે નંદલાલને નિરખવા
એકરે બીજાને સેના ચઢાવતા
આછા રે ઘુઘટડા તાણતા

સાખી



સોના શિર પર શોભતા સુણી બંસરી તાન
જનાના ત્યા થંભી રહ્યા સાંભળી મુરલી ગાન
હૈડા હીંનાળે માન મનડા ડોલાવે
ચોને મભાળી શિર બેડલા







# મતવાલો મોર

ઉંચે ઉંચે ટોચે પેલો બેઠો છે મોર
  હાંરે એના ટહુકે મચાવ્યો છે શોર
    થનગન થનગન નાચે છે મોર —ઉંચે

આભમાં ઝીણી ઝીણી વીજલડી ચમકે ;
    જોને પેલી છાઈ ઘટા ઘન ઘોર —ઉંચે

કળા કરીને એણે પાથરી છે પીંછીઓ
    ચીતડાં ચોરે છે એની ડોકની મરોડ —ઉંચે

ઝીણી ઝીણી ઝીણી વરસે વાદળડી
    મારી લાખેણી ચુંદડીની ભીંજાય કોર —ઉંચે

સાસુ હઠીલી મારી પૂછશે રે જ્યારે
    નણદી જોશે રે ભીની સાળુડાની કોર —હાંરે

થાકી થાકીને કંથ આવે કોડીલો
    જોશે મારી ભીજેલી સાળુડાની કોર —હાંરે

કેવી રંગેલી એની શોભે છે પીછીઓ
    એતો બન્યો મારો ચિતડાનો ચોર —હાંરે



હું રે રૂપાળો તને મોરલો શું ભાળ્યો
    તું થાને મારી ઢેલ હું થઉં તારો મોર —હાંરે



# મેઘ ગાજે

મેઘ ગાજે ને વિજલડી ચમકે છે
જેની જોતાંતાં વાટલડી જીવો અપાર
આજ આવ્યો એ ધરતીનો તારણહાર
એ..................એ..................એ.................. —મેઘ

કાળી ઘટા ઘન છાઇ રહી વાદળી
વરસી વરસી છાનો છૂપી જાય
એ ..................એ..................એ.................. —મેઘ

સાખી
ઝીણાં ઝીણાં વરસજો
લીલી કરજો નાગરવેલ
સંતોષજો સૌ જીવને
જેને તારો આધાર


આભ ગાજે ને મોરલા ડોલે છે
ડોલે ડોલે એ મોરલા ડોલે છે —મેઘ



# મોરલો

મારા તે બાગમાં મોરલો આવ્યો
        ટહુકંતો મોર મારી આંખે ચડ્યો        મારા

ઓચિંતી જાગીને મોરલો દીઠો
        આવડું તે રૂપ મોર ક્યાંથી લાવ્યો ?        મારા

કોણે ઘડ્યો તને કોણે મઠાર્યો
        હા, ક્યારે રંગારે તુજને રંગ્યો !        મારા

સરસ્વતિનું વાહન ગણાયો
        કૃષ્ણે પણ પ્રેમે શિરે ધર્યો        મારા



ઑલ ઇન્ડીઆ રેડીઓ, મુંબઇ કેન્દ્રથી ગવાયેલું



# માલણ

આવી આવી આવી દૂર દૂરથી રે માલની
પુષ્પની સુવાસને મેકાવતી રે માલની

ફુલના શૃંગાર સજી મલપતી એ ચાલતી
હારને હીલોળતી ગજરા સોહાવતી

ચંપા ચમેલી લાવી મોગરાની માળ લાવી
ગુંથતી ગુલાબ વળી ઝમકતી ચાલતી

જાઇ જુઈ માલતી એ કેતકીને વીણતી
પારીજાતક ફુલડા ગુલછડીને ગુંથતી

કેવડા સુવાસ ભર્યા સૂર્યમુખી શોભતી
ઠારે ઠારે ઉભતી ફુલે ભરે છાબડી

કુંજે કુંજે ઘુમતી એ ડાળી ડાળી ઝુલતી
પુષ્પધેની માલની કળી કળી શોધતી

વેણી કલગી લાવી ડોલર પરોવતી
ફુલડા રૂપાળા લ્યો માલની બોલતી

★







# વર્ષાની વેળ

આવી આવી વર્ષાની વેળ આવી
સેદૂત વિર જાગતો રહેજે
તારી ખેતીની અતરા સંભાળ રે
સેદૂત વિર જાગતો રહેજે
કાળી ઘટા ગગને શું છાયી
વાદળે પાણી ભરપૂર રે
હો ! વિરલા જાગતો રહેજે
તારી દતારીમા દાણા વાવજે
ધરણી માતને સતોષ રે
હો ! વિરલા જાગતો રહેજે
કાપૂસ ને દાણા ઝાઝેરા વાવજે
નગ્ન ભૂખ્યા તારાં ભાડુ સંતોષજે
હો ! વિરલા જાગતો રહેજે
લીલુડા ખેતરમા દાણા ભર્યા ડુંડવા
ગોફણે ઉડાડી પક્ષી રક્ષા કરજે
દાતરણો હાથ ધરી ઘાસને તું કાપજે

પુરા બાંધીને ઘેર વેલોર આવજે
હો ! વિરલા જાગતો રહેજે



## વસંત બહાર

સખી આવી આવી વસંત કેરી વેળ
ડાળે ને ડાળે ટહુકે કોયલડી
હૈયા ડોલાવે એના મધુર કિલ્લોલ
સખી આવી આવી વસંત કેરી વેળ

ક્યારે ને ક્યારે ખીલ્યાં છે ફુલડાં
એની મ્હેંકે સુવાસ જોને ચારે રે કોર ....સખી

લીલી ઘટામાં બોલે છે મોરલા
હૈયાં ડોલાવે એની ટોકની મરોડ ....સખી

ચાલો નાહેલડી વસંતના વધામણે
ધરી મોજે શૃંગાર લૈયે ફુલડાંની માળ ....સખી

લીલુડા રંગે રંગ્યા વસંતને
કરે કળી કળી પર ભ્રમર ગુંજાર ....સખી


ઋતુ સોહામણી ફાલી વસંતની
આંબા ડાળે ખીલ્યાં છે આંબા મોર ....સખી






# મેઘરાજ

આવ્યા જી રે....આવ્યા જી રે....મેઘરાજ આવ્યા જી રે
ગગને સોહાય અખિ કાળી કાળી વાદળી
વિજલડી ચમકે એ મેઘ ભરી રાતડી....આવ્યા જી રે

મોરલા બોલાવે મેઘ ધરતી તને નોતરે
વર્ષા આવે ને તાપ હવે એ ઓસરે....આવ્યા જી રે

ઝરમર ઝરમર વરસે એ વાદળી
મેઘરાજ આવ્યા એ સૌને વધામણી....આવ્યા જી રે

ઝુલતી હીલોળતી મસ્તીભરી ડાળીઓ
યૌવને ખીલે છે જાણે લીલુડી ઝાડીઓ....આવ્યા જી રે

ઠંડી શીતળ પેલી લહેરીઓ પવનની
અચળ લીલુડાં આજે અર્વાન અપનાવતી....આવ્યા જી રે

કલકલતી નદી પૂર આવે છે સૂરમાં
વરસે વિજોગણુ મળતી સાગરમાં....આવ્યા જી રે



લીલી નાગરવેલ ધરતી મન ભાવતી
રંગ રંગી પુલવેલ શૃંગાર સજાવતી
આવ્યા જી રે....આવ્યા જી રે....મેઘરાજ આવ્યા જી રે



# ભોમિયો

કોઇ ભોમિયો મને જો જડે રે મારે કાપવો છે લાંબો પંથ ,
કોઇ વાટે ચડાવે રે મારે કાપવો છે લાંબો પંથ

વ્હાણાં ,નો'તાં વાયાં ત્યારે વાટે ચડયાં'તાં
ઉગીને આથમ્યું તોયે પંથડા ના ખુટતા રે એ....મારે

સુકા રે રણમાં મારે ડુંગરની ધારમાં
કાંટા કંકર સુના સરવરીઆ પાળે રે એ...મારે

વાવડીયા વાય મેઘ વરસે મુશળધાર
દામિની દમકે કદિ કાળું વાદળ રે એ....મારે

ભરગીચ એવી ઝાડીઓ અંધારા ઘોરમાં
ત્રાડો પશુઓની એમાં થડકે છે દેહ મારે એ....મારે

સાગરને કાંઠે ધગધગતી રેતાળમાં
કાદવકીચ વચ્ચે નદીઓના નીર રે એ....મારે



જીવન સરિતામાં કંઈ કંઈ વિટંબના
આખો અવતાર શું જશે રઝળતાં રે' એ....મારે



# દોરી વિનાનો ઝુલણો

એ તો દોરી વિનાનો ઝુલણો રે
ઝુલ્યા કરે એ ઝુલ્યા કરે —દોરી

પૂર્વના પ્રકાશથી પોતે પ્રકાશતો,
પક્ષીઓના કલોલમાંહી સુર એ મેળાવતો —દોરી

મધ્યાનના તાપે જાણે ઝગમગતા તારલા,
આભની રે શોભા જાણે અવનિમાં ઉતરે —દોરી

સંધ્યાના સોનેરી રંગો સોહાવતો,
રજનીની ચાંદની કેવી અજવાળતો! —દોરી

દરથી રે નદી રૂડી કલકલતી આવે,
પોતે મીઠેરી જીવન કડવાં બનાવે —દોરી

મોટા ઝુલે ઝાઝા માંહિ નાનેરી હોડકી,
મોટા તારે કદિક નાના ડુબાવે —દોરી


જીવો અપાર માહિ જંતુઓ અપાર છે,
સૌને એ પોષે વળી ઝુલણો ઝુલાવે —દોરી



# પરદેશી પંખીડા

એ...અમે પરદેશી પંખીડાં ઉડી ઉડી જાશું રે પરદેશ જો
એ...અમે પરદેશી

આંખથી રે મીઠી દીકરીને સૌ ગણતાં હતાં
તોય દાદાએ દીધી પરદેશ જો ....

સો સો રે સાહેબી મારા સસરાના દરબારમાં
તોય ન આવે એ બાપુના તોલે ....

લાખ લાખ લાડ મારા સાસુજી ભલે પુરતાં
તોયે જનેતાની જોડીએ ના થશે રે ....

ઉંચી અટારીએ જેઠજી બેસાડે જો
તોયે માડીનો જાયો જગે ના જડે રે ..

લાખ રે માન દઈ જેઠાણી બોલાવે રે
તોયે ભાભલીના વેણલાં સાંભળે રે ....

મીઠી રે વાણીએ દેરજી બોલાવે જો
તોયે મૈયરની યાદ નવ વિસરે રે ....

સરખે સરખી મારી દેરાણીની જોડ જો
તોયે સૈયરુંના સોણલાં નવ વિસરે રે ....



નણંદી નાનકડી નિત નિત ખેલતા કૂદતાં
તોયે બેનડીની હારમાં ના થશે રે ....



# માંડીયરની યાદ

ખેલતાં ને કુદતાં વહી ગયા પેલા બાલાપણના દિન રે
બાલાપણ કેમ વિસરે,
હાં....હો....રે બેન નવ વીસરે રે

આવે છે યાદ મને દાદા ડેરી એની ખેલતાં ગોદની માંય રે ...

મીઠી હલકા રે મારી દાદી બોલાવે કરે જુની પુરાણી વાત રે....

બાપુ બોલાવે બેનબા રે કહી માથે છત્ર સરીખો મીઠો હાથ રે....

માડીના ભાવ તો સૌને રે સાંભળે એ ગુણ તણી ભંડાર રે....

ખમા ખમા મારા વિરલા કંઇ ભાભીના ભાવ તો અપાર રે ...

★ બેનીની સાથે ખેલતાં ને કદી થાતા તા વાદ વિવાદ રે....



# પનીહારી

સોના ગાગર મારી રૂપલા ગડુલો
ઈંઢોણી રત્ને ભરી
સખી આવોને ટોળે મળી પાણી ભરવાને

સરખે સરખી રે બેન આપણી રે જોડી
એક શામલડી બીજી રે ગોરી ....સખી

સસરો તે બેન મારો ગામનો ગરાસીઓ
સાસુડી મ્હેકતી ફુલ કેરી વાડી ....સખી

જેઠ અમારો બેન ગામનો સરદાર છે
જેઠાણી ઝબુકતી વિજ રે ....સખી

દિયર મારો નિત્ય ટેલીએ દડે રમે
દેરાણી નાની શરમાળ રે ....સખી

નાની નણંદી નિત્ય આડા અવળા ફરે
પરણ્યો ઘોડેસ્વાર ખેલે શિકાર રે ....સખી

★ ગોરાના છોરૂ અમે માલીએ દરબારમાં
અમે મોટા ગરાસીઆની જાત રે ....સખી







## સીમડીએ જાવું

એ....સીમડીએ જાવું મારે સેતરીએ જાવું
એ....સેડુ સીમડીએ જાવું

સીમડી લીલુડી મારાં સેતરા લીલુડાં
એ....મીઠલડા ટહુકે સે મોરલા ...

અવની ઓઢયાં રૂડા લીલુડાં ઓઢણાં
એ....રાતીપીળી સે માંહે ભાત રે ....

દૂર દૂર જોને દીસે સે ડુંગળા
એ....વચ્ચે વચ્ચે નદીઓના શોર રે ....

તમે હળ સેડો હું વાવું વળી દાણા
એ....તમે કાપણી કાપો હું વાળુ પુળા ....



ગેંસના સીળામણ બપોરે બે ઢેબરાં
એ....વાળુમાં ખીચડીને ખીર રે ....



# ભોળા ગામડીઆ

દોહો

એ....મોરલા ટહુકારે....આભ ગાજે ઘનઘોર
મેઘ ભરેલી વાદળી....એ વરસે ચારે કોર

એ....ભોળા ગામડીઆ ભીમડીએ માણના
સીમડીએ માણના ને સેડીએ સેનરીઆ એ....અમે

વેલી પરભાતે ગીમડીએ મંચરીએ
હળ કોદાળી લઇ ધરણી રે સેડીગે . એ... અમે

જીવન સંગાથી જેના ગૌના રે બાલુડાં
કાળીઓને ધોળીઓ ભળીયો રે સેડીએ એ ...અમે

વરસાની વેળ આવે કપાહ ને દાણા વાવે
ભોમકા રૂપાળી દીસે ફાલ્યા ફુલ્યાં ડુંડવા એ....અમે

શિયાળે ટાઢ ખમી કાપતાં'તાં કાપણી
નવલા રે ધાનની લોક દે વધામણી એ....અમે

ધોમ ધોમ તાપ તપે ઉનાળે રેબઝેબ
મીઠું મલકાતા આ ભોમકાની સેવ કરી એ....અમે







# મારે સેતરીએ

એ ...આવજે આવજે આવજે એક વાર મારે સેતરીએ
ઓ કરહનીયા મારે સેતરીએ,
આવજે રે એક વાર મારે સેતરીએ
મેતરને સેડલે જોઉં તારી વાટડી,
પ્હેરી ઉભી હું રંગીલી ઘાટડી એ

લીલુડા ઘાસના પાથરૂ રે પાથરણા,
ધોળા રે ફુલડાની કલગી રે ગુંથજે ...એ

જગબાજગના લાણુવા સે હુડવા,
મગ રે ચોગની ફળીયો રે વીણુ જે એ

અમે ગભરૂ ગામડીઆને ગામડામા વાસ સે
દ્રજાણાના જોર નથી માગી આણી મામ સે એ

તાજી તાદલજાની ભાજી વઘારી સે,
બાજરાના ઢેબરા મે હાથે બનાવ્યા સે એ



મથુરાના મંદિરો મુકવા ગમે ન તને,
ગામડુ ગોકળીયું તુજને ઝંખે. .એ



# શહેરના ઉકળાટ

એ. ..એ...અમે ગામડા રે વાસી મુઝારા થાય સે મને શેરમાં
હાલો બોન ગામડે જઈએ

શેરી હવાએ ગામડાં સોડાવ્યાં શરિર બનાવ્યા બેહાલ રે
હાલો બોન ગામડે જઈએ

ગામડાની ઓમડી ને સેતરો રૂપાળાં એ . .લીલુડા વનડાની લેર રે
હાલો બોન ગામડે જઈએ

મોરલા ટહુકે ને ઢેલડી ઢબુકતી સીડુંક મીડુંક બોલે ઓલા કોહુરે
હાલો બોન ગામડે જઈએ

પાદર રે ગામને પાવા વાગે સે ઢોલે રમે ગ્રામ નાર રે
હાલો બોન ગામડે જઈએ

ગાયભેંહ રાખશુંને આંગણાં સોહાવશું માસ વલોવશું હામોહામરે
હાલો બોન ગામડે જઈએ

હાથે વાવીશું બોન હાથે લણીશું હાથે વીણીશું કપાહ રે
હાલો બોન ગામડે જઈએ



માખણના પીંડલાને બાજરાના ઢેબરાં તાજાં તાંદલજાનાં શાક રે
હાલો બોન ગામડે જઈએ







# મુંબી માણવા

એ મારે મુંબી જોવાના ભારે કોડ સે
　　ઓ સેઠ હાલોને મુંબી માણવા
　　　　એ મારે મુંબી જોવાના ભારે કોડ સે
ઉંચા બંગલા ને ઉંચી અગાશીઓ
　　મોટા માળા ને ઝરૂખા જોવા સે
　　　　ઓ સેઠ હાલોને મુંબી માણવા —એ મારે
ગાડા બળદીઆ હવે ગમતા નથી
　　એ ઓલી ભો ભોં કરતી મોટરમા બેહવું સે
　　　　ઓ સેઠ હાલોને મુંબી માણવા .. એ મારે
જાર બાજરાના આ જાડા સે રોટલા
　　ઘેંસને ખીનડો ભાવતો નથી
　　　　ઓ સેઠ હાલોને મુંબી માણવા —એ મારે
દાળ ભાત શાક વળી ઘઉંના સે ફુલકા
　　પાણી પુરી ને વળી લાલાની ભેળ મારે ખાવી સે
　　　　ઓ સેઠ હાલોને મુંબી માણવા —એ મારે
તમે જાજો આપીસમા હું નીત ટેલીફોન કરૂં
　　હાંજે આવોને હાથમાં હાથ દઇ સોપાટી ફરવા જઉં
　　　　ઓ સેઠ હાલોને મુંબી માણવા —એ મારે









# હાલોને ગામડે માણવા

હે સાહેબા હાલોને ગામડે માણવા
આપણા તે ગામમાં આપણા ગરાસ સે
ગાય માતાની મીઠી સાસ સે, સાહેબા —હાલોને

મુંબઈની મોજું ગમતી નથી ને
દાદર સડીને પગ થાકયા, મારા સાહેબા —હાલોને

વહેલી સવારે સાસોના હુસકા
સાંભળવાને મન થાય, મારા સાહેબા —હાલોને

પાઉંને બિસ્કીટ ખાવા ગમે નહીં
માખણ ને રોટલાના સ્વાદો રે માણવા —હાલોને

દૂધ ને દાણા લૂટ્યા પરદેશીએ
ઘાસલેટની લાઈનમાં તો થાકયા, મારા સાહેબા —હાલોને

દાદાને સેતરે ને વિરાની વાડીએ
પુંક ખાવાની લહેર થાય, મારા સાહેબા —હાલોને

હળ કોદાળીએ ધરતી રે ખેડશું
જાત મહેનતે કમાવા, મારા સાહેબા —હાલોને







# ભતારણ

હું ઘેલી ભતારણ લીધા ભતાર .
મારે જાવું સે સેતરે

મારી ગાવડીની આસ માંહિ રીંગણાના શાક
મા થે લી ધા ભ તા ર ....મારે

હળવે ઉતારૂ મારી આસની રે દોણી
હળવે પીરસુ ને મારા ખાવો ભરથાર ....મારે

હોંસે કરીને મેં તો કીધા સે રોટલા
તમે સાડો ને હળ હું સોડુ મારાં પોટલાં ....મારે

સેતરના સેઢલ બેસો હો સેડુ
ક્યારે આવ્યા સો જ્યારે ઊગતાતા વેણુ ....મારે

હવે થાકી ગયા સો કંથ બેસો કોડીલા
મોડુ કરો મા સેડૂ ઠંડા થાયે રોટલા ... મારે

મારી ખાટી મીઠી સાસ ખેડૂ પીજે
ભૂખ્યા ભાડુડાને રોટલા પુરજે ....મારે



## ઘુંઘટાવાળી ગોવાલણી

એ....વાદળમાં જેમ દામિની, એમ ઘૂંઘટમાં મુખ છુપતી
એ....ખોલો ઘુંઘટ કામિની, એ મીઠાં ગોરસ વેચતી
એ.......ઘુંઘટાવાળી ગો રી
અલી ગોવાળીઆની સોરી
મને મોહની લાગી તોરી [૨] —ઘુંઘટવાળી

લાંબો લાંબો ઘુંઘટો તારો
લાં બો ચો ટ લો રે
માથે લીધી દહીંની દોણી
અ લી ગોવાળીઆની સો રી —મને

કાને તારે ઝાલ ઝુમુકે
ના કે વા ળી મો ડ
ગ ળે હો ડી દી પ તી
અ લી ગોવાળીઆની સો રી —મને

કરમાં કંકણનાદ કરે આંગળીએ
છે વે ઢ વીં ટી
પ ગે કે ડ લા કાં બી
વીંછુવાની તો ઘુઘરી વાગી —મને



તારી વાયરે ઉડે ચુંદડી ગાતી
આભલાવાળા પાલવાળી
પુલડે પેરે બની કંચુકી
ઘુંઘટાવાળી ગોરી અલી —મને







# એક તું હી

એક તુંહી હમારો........
એક તુંહી હમારો........

અંધેરી દુનિયામેં, એક તુંહી ઉજાલો
એક તુંહી હમારો....

છોડી માતપિતા સબકો ઔર સાસસસુર ઘરકો
મેરો તુંહી સહારો ....એક તુંહી

સબ લોકલાજ છોડી, સાધુસે પ્રિત જોડી
મોહે આસરો તિહારો ....એક તુંહી

પતિતકારી રાખો મોરી બીનતી સ્વીકારો
કર ગ્રહી હરિ ઉગારો ....એક તુંહી

એક બાર હરિ આવો મીઠી મુરલી સુનાવો
ઉંત તાન મેં નહી ગાવો .. એક તુંહી



# આતમના ઉજાસ

મારા અવગુણ સામે ન જોશો રે તમે ગુણ તણા ભંડાર
મારા આતમના ઉજાસ
સચરાચરમાં વ્યાપ્યા છો કંઈ અખંડ જ્યોતિ કિરતાર

બાલકપણુ ખેલ કુદમાં અમુલ્ય ટાણો ગુમાવ્યો
યુવાનીમાં મસ્ત બન્યો ને નારી ફદે ફસાણો ....

વેળ થઈ હવે વૃધ્ધ પણાની ને લટકન લાગ્યો ચામ
વિમુખ થયા સૌ સંબંધીઓ કહે બુઢાનું શું કામ? ....

તન તોડીને દ્રવ્ય કમાયો ધર્મને નામે ન ખર્ચ્યો
જમડા જ્યારે જોર કરે ત્યારે સમજ્યો રે ગમાર ....



સ્થૂલ પડયો અવનીમાં વળી આતમ રે અલોપ
કહે કબીરા માન્યો નહીં તો લખચોરાશી ફેર ....



# જાના હોગા

એક દિન જાના રે હોગા....એ દુનિયાસે દૂર બંદે,
જા ના રે હો ગા....

લોક બધાઈ લાયા ઘર બાલક આયા
આયા હૈ શો જાનેકા એ વો સંદેશા લાયા....

પંડિત આયા બ્રાહ્મણ આયા જન્મ વિધિ કરવાયા
ભવિષ્ય ઉનકા લેકે ભેજા જીને યહાંહી પડાયા....

લાડ લડાવન લગી રે મૈયા પિતાને ઔર ખેલાયા
છોડકે જબ વો ચલે જાયગા ઉસકા કુછના સોચા....

શાદી રચાયા બાજા બજાયા નારી રંગમેં ખેલા
માતપિતાકા કહા ન માના વો લગા ઉને દિવાના....

છલકપટ કર બહુત કમાયા કુટુંબકબીલા પાયા
છૂટ ગયા જબી દેહી અપના કોઇ નહીં સંગમે આયા...



પુત્ર પરીવાર રોતે હી છોડા ચાર જનને ડોલી સજાયા
કહે કબીરા અબ નહીં જાગા જલતે હી જલ જાના....



## દર્શનાતુર

મોરે મનમેં બસો ભગવાન,
ઔરનસે ક્યા કામ?

અખીયાઁ મેરી નિશદિન બાવરી
ઓ છબી નીરખનકો ગોપાલ ....મોરે

મોર પીછ શિર કુંડલ કાન
ખીરલી આડી ભવર હૈ ભાલ ....મોરે

મનોહર સુરત ખાવત માખન
મનકે કઠોર ક્યું હો ઘનશ્યામ? ...મોરે

ચરન કમલ પર મન મેરો ગુંજત

મીગકે તુમ જીવન પ્રાણ ..મોરે






# ખીડકી

મનની ખીડકી ખોલ મરખ મનની ખીડકી ખોલ
તન નગરીકા ખોલ દુવાશ મનની ખીડકી ખોલ

આવીને હરખાયો મૂરખ જાતાં લાગે દુઃખ ....મુરખ

સાધુ સંગાથે પ્રિતિ જોડી લે સંબંધી જન તું છોડ ....મુરખ

તીલક છાપા પોથી પુસ્તક એ આડંબર ફેક ....મુરખ

વિષય ભોગમાં જનમ ગવાયો એ બંધન તું તોડ ....મુરખ

તરના હોગા ઉની સમુદર નાવિક જગમેં ખોજ ....મુરખ

કહે કબીર દીયા જલાદો અંધેરા જગ છોડ ....મુરખ



# ડેરી

રૂડી એ ડેરી રૂડી એ, ડેરી
ગામને પાદરે રૂડી એ ડેરી
શહેરને છેડલે રૂડી એ ડેરી –રૂડી એ ડેરી

લાલ ધજા ફરકતી કળશ છબી ન્યારી
એકલી અટુલી માગી એજ એ ડેરી –રૂડી એ ડેરી

એકલો અટુલો બેઠો સદા બ્રહ્મચારી
લાલ જેની દેહ વળી લાલ લંગોટ ધારી –રૂડી એ ડેરી

ભાલ તિલક રાજે કરમહિ ગદા બીરાજે
ભૂતપ્રેત ને પિશાચ હાક સુની ભાગે –રૂડી એ ડેરી

ભક્તો ગુણગાન કરે દરિદ્રોના દુ:ખ હરે
વિરની વાતો તો કોઇક વિરલા જાણે –રૂડી એ ડેરી



રામ રખવાળી વળી ભક્તનકો ભીડ ટાળી
મંદ મતિ માગે પ્રભુ લેજોને ઉગારી –રૂડી એ ડેરી



# રખવાલ

સબકે તું રખવાલ પ્રભુજી સબકે તું રખવાલ
કીડી કુંજર જીવ સર્વકો પાલક તું ગોપાલ ....

બીરદ તિહારો અધમ ઉધ્ધારન
સુનકે ઉનકી પુકાર ....

ભકત હેતુ અવતાર તિહારો
સદા હી હો ઉન પાસ ....

અણુ અણુ ઔર જળ ચેતનમેં
હરિ તિહારો વાસ ....

ભવકો ભૂલ્યો ભટકુ મૈં
પાર ઉતારો મેરી જહાજ ....

જગ જંજાળી જગ એ ખારો
ઉન મહીસે નાથ સંભાળો ....



બીનતી હમારી નાથ સ્વીકારો
કર ગ્રહી હરિ આપ ઉગારો ....



# નંદ દરબારમાં યોગી

લટકત લટકત જોગી આવ્યો
આવ્યો આવ્યો નંદદરબાર
લટકત લટકત જોગી આવ્યો

અલખ જગાઇ જોગીને
મૈયા તેરા લાલકો દર્શન કરા દો
મૈ તેરો યશ ગા....યો (૨) ....લટ

તેરો રૂપ દેખકે લાલ ડરે
જટામેં ચંદ્ર શૃંગાર ભુજંગકો
ગલેમેં રૂદ્રકી માલા પાયો ....લટ

જગકે પ્રતિપાલક આયો
શંભુકો ગલે લગાયો.
અજબ દર્શન જશોમતિ પાયો ....લટ



સુરદાસ 'ચરણ રજ પાયો
શિવશ્યામ' દોકા ગુણ ગાયો
વાંકો ફીર અવતાર ન આયો ....લટ







# પ્રતિપાલક

હરિ તારાં નામ અપાર, તારાં કામ અપાર
તું ભકતનો પ્રતિપાલ
તારી લીલા અપરંપાર
મથુરામાં તેં જન્મ લીધો, થઈ વસુદેવ કેરો બાળ
રહ્યો થઇ નંદતણો ગોવાળ ....તારી
દશરથ ઘેરે જન્મ લીધો, કર્યાં ઋષીમુનિનાં કાજ
માર્યા રાક્ષસો અપાર ....તારી
સુદામા કેરા તાંદુલ ખાધા, વિદુરની ભાજી
મીરાંના વિષના રે પીનાર ....તારી
મછા કછા વળી વરાહ થયા, ધર્યા મોહનીના અવતાર
કરવા દેવ તણાં કંઇ કાજ ....તારી
નીમાડામા સજીવન રાખ્યાં, માંજારીનાં બાળ
ઉગાર્યાં માંજારીનાં બાળ ....તારી
અર્જુન કેરા સારથી બનીઆ, ભારતની મોઝાર
કર્યો કૌરવકુળ સંહાર ....તારી

પાચ વરસના ધ્રુવજી બાળક, તેને ભકિતના દેનાર
પ્રભુ તમે કરૂણાના કરનાર ....તારી



# પાર્વતીનું રૂસણું

એકલા કૈલાસમાં બેઠાં પારવતી
શંભુજી દ્વારે આવ્યા રે
દ્વાર તમે તો ખોલો પારવતી
તપ કરીને અમે આવ્યા સતી ....એકલા
વગડાવાસી છો સદા જોગી છો
તપ તમારાં અમે જાણ્યાં જતિ ....એકલા
ગંગાજીને સદા શિરે ધરો છો
ભીલડીના નાદે તપ ભૂલ્યા જતિ ....એકલા
પારવતી સદા દિલમાં વસો છો
રૂસણું તજીને દ્વાર ખોલો સતી ....એકલા
પ્રેમને વશ થયાં ઝરૂખેથી નેન મળ્યાં
હૈયાના હેતે એમ બોલ્યાં સતી ....એકલા
ભીલડીના સંગે કેમ નાચ્યા મહાદેવજી
એકવાર નાચીને બતાવો જતિ ....એકલા
પગે છે ઘુઘરા ને કરમાં છે ડમરૂ
છુટી જટાએ નાચ્યા જતિ ....એકલા

ધરણી ડોલે એનો ધારનાર ડોલે
નાચે છે દેવના દેવ પતિ ....એકલા





# નિ:સહાય દ્રૌપદી

પાચ પાંચ પાંડવ પુત્રો કુંતાના
દ્રૌપદીજી સતી નાર રે.... પાંચ

ધર્મે અધર્મિથી જુગટાં રે માંડ્યા
હાર્યા છે રાજને પાટ રે.... પાંચ

પહેલે દાવે તે હાથીઘોડા રે હાર્યા
બીજે હાર્યા છે ધનભંડાર રે.... પાંચ

ત્રિજે દાવે તે ધર્મે છોડ્યા સિંહાસન
ચોથે તે ઘર કેરી નાર રે.... પાંચ

કેશ ગ્રહીને ખેંચે દુશાસન
લાવ્યો સભાની મોઝાર રે.... પાંચ

જિતી અધર્મી એમ બોલે છે મુખથી
ખોળે બેસો દ્રૌપદી નાર રે.... પાંચ

ક્રોધ કરીને સતી બોલ્યાં મુખ ફેરવી
ખોરે તે ભીમની ગદાય રે.... પાંચ



બીજા અર્જુન કેરાં બાણુ જ્યારે છૂટશે
મનેકડાયે શ્રી વિશ્વ કેરો નાથ રે.... પાંચ

પાંડુના પુત્રો ધર્મે બંધાણા
રૂએ છે દ્રોપદી નાર રે.... પાંચ

મત્સ્યનો બેલી તું છો રે શામળીઆ
રાખજે બેન કેરી લાજ રે... પાંચ

ભરરે સભામાં મારાં ચીર ખેંચાય છે
વિઠ્ઠલ જાશે તારી લાજ રે.... પાંચ

વાગ્યા છે શંખ ઘોર ગાજે ગગનમાં
વરસ્યો છે ચીરનો વરસાદ રે.... પાંચ

નવમો નવ્વાણું ચીર વાલે પુર્યાં
કંપ્યા છે દુષ્ટ કેરા હાથ રે.... પાંચ









# નવરાત્રિનું નિમંત્રણ

સખિ આવોને આપણે સાથ ગરબા ગાવા આજ
રૂડી નવરાત્રિની રાત ગરબા ગાવા આજ

આપણે સરખે સરખી સાહેલી
માથે અંબા કાળીકા માત ....

પહેરણ ચરણા ચીર ચુંદલડી
માએ સોળે સજ્યા શણગાર ....

નાકે નથ માંહી ચુની ઝગમગતી
માને હૈયે એકાવન હાર ...

બાંહે બાજુ બંધ બેરખા શોભે
માને ચરણે ઝાંઝર ઝમકાર ....

રેથે મી દૂર માએ આંજ્યા છે આંજન
માડી તેજ તણા છો અંબાર ....

બહુચર માને રાંદલ રમતાં
માડી મારો સેવકના માન ...



# નવરાત્રિ આવી

નવરાત્રિ આવી નવરાત્રિ આવી
દીપકની જ્યોતિ ઝળકે ઘેર ઘેર ગરબા લાવી .. નવરાત્રિ

મંડપમાં ઘૂમતાં શિરે ગરબા ધરી
સોળે શૃંગાર સજી અંબીકા આવી ....નવરાત્રિ

ઠમકતી મા ચાલ ચાલે પાયલીએ ઘુઘરી
તાલીના તાલ દઈ રમવા આવી ....નવરાત્રિ

મોનીકા તેડાવો માનાં ઝુમણાં બનાવી
ઝુમણાંના ઝુલેને વળી લઈ મોહુવતી ....નવરાત્રિ

કંદોઈડો આપે માને જમવા સુખડી
જમતાં જમતાં ને મા સુખડી વખાણતી ....નવરાત્રિ

કંચનની થાળી વળી કંચનની ઝારી
આચમન કરીને મારી અંબીકા માડી ... નવરાત્રિ

તંબોલી આપે મા પાનબીડાં લાવી
કાથો ચુનો ને માંહિ લવીંગ સોપારી ....નવરાત્રિ



દોસીડો આવે માની ચુંદડી લઈ આવી
ચુંદડીમાં ભાત રૂડી છે ઘુઘરી ....નવરાત્રિ







# હું રે નાનકડી

હું રે નાનકડીને નાની માહેલડી
રાસે રમવા આવો જી રે
તારી પાડીને સાહેલી તેડાવો
પગલે પગલે ઘુઘરી રે ....હું રે

ટોળે વરીને જાવુ છે રમવા
નવરાત્રિના ગરબા રે

મારે તે ગરબે કોણુ કોણુ આવે
કોની શોભા છે ન્યારી રે .. હું રે

મા કાળી મા બહુચર ભવાની
અંબા ચંડી ચામુંડી રે

હિંગળાજ દુર્ગા રાંદલ રમતાં
નવલા ખેલ રચાવો રે ....હું રે

અખંડ જ્યોતિ મા સુંદર છે મૂર્તિ
દરશન દેજો માડી રે



વિદ્યાના ભંડાર દેજો રે માવડી
ચરણે પડું વારી વારી રે ... હું રે







# રૂડી આસો સુદી બીજ

આવી રૂડી આસો સુદી બીજ
આવ્યાં માનાં નોરતાં રે લોલ
માજી મારે ગરબે રમવા આવો
અંબાજી મા મલપતાં રે લોલ

બહુ ગોખનો ગરબો દીપો
રમવા ચાલીઆં રે લોલ
સંગે કાલિકા બહુચર બેનો
રાંદલ મા નોતર્યાં રે લોલ

દક્ષિણ દેશથી મહાલક્ષ્મિ તેડાવો
જગવદની દેવીઓ રે લોલ
આરાસુરની ચાંમુંડા મા ભવાની
નવ દુર્ગા સાથમાં રે લોલ



નિત્ય નિત્ય નવલા ખેલ રચાવો
નવ દા'ડા નવરાત્રિના રે લોલ









# માનાં નોરતાં

આવ્યાં એ માનાં નોરતાં ને
પડવે પૂજુ માત રે, અંબા ગરબે રમે રે
બીજે બહુચર મા ઘુમતાં ને
ગરબા લીધા શિર રે....અંબા
ત્રિજે તુરજા તેડીઆં ને
મા ધરીઆ શોળ શંગાર રે....અંબા
ચોથે મહાલક્ષ્મિ શોભતાં
ચાર ભુજાને દક્ષિણી ચીર રે....અંબા
પાંચમે મહાકાળી ઘુમતાં
મા મહીસાસુર હણનાર રે....અંબા
છઠ્ઠુ ચંડીકા શોભતા ને
થાય ચંડીમાના પાઠ રે....અંબા
સાતમે મૈયર સાથમાં ને
રમતાં શદલ માત રે....અંબા
આઠમ માની અતિ રૂડી
રમે નવલખ તારામાં ચંદ રે....અંબા



નવમી નવ દુર્ગા ખેલે
નિત્ય નવલા ખેલ રચાય રે....અંબા
દશમી વિજય દશમી ને
ગાવું અંબાના ગુણગાન રે....અંબા







# અષ્ટભુજારી

અષ્ટભુજારી અંબા મા અષ્ટભુજારી
વાઘે સવારી રે માની વાઘે સવારી

એક કરે માજી તમે ત્રિશુળધારી રે
બીજે કરે મા તું ચક્રધારિણી —અષ્ટભુજારી

ત્રિજે કરે માજી તમે ગદાધારી છે
ચોથે ચાબુક ધારી મા તું અષ્ટભુજારી

પાંચમે તે માજી તલવાર શોભતી
છઠ્ઠું કરે મા તું શંખ વગાડતી —અષ્ટભુજારી

સાતમે તે માજી મારાં પુસ્તકધારિણી
આઠમે આશિષ ભક્તોને આપતી

આબુ કેરી ગિરિયે માજી શોભતી
તીન સ્વરૂપે મા દર્શન આપતી —અષ્ટભુજારી



પરભાતે કુમારીકાને સ્વરૂપે
બપોરે મા આધેડ વય લાગતાં

સંધ્યા સમયે માજી મારા વૃદ્ધા લાગતાં
દુઃખીઓના દુઃખ કાપી સુખ આપતાં —અષ્ટભુજારી







# નવરાત્રિનો અવસર

મળિ અવસર આવ્યો આ....રો
નવરાત્રિનો, દિન અણમોલો....

લીપ્યું ને ગુંથ્યું આંગણું અમારે
ઝગમગતો રૂડો ગરબો સજાવો....

કાશીના તો પંડિત તેડાવો
જોષ જોઈને વેદ ધ્વનિ ગજાવે....

સોના ઇંઢોણીએ શોભે છે ગરબો
દિવડાની જ્યોતે ચમકે એ ગરબો....

અંબા ભવાની કાળી કાળકા તેડાવો
સઘળા મા બહુચરને રિઝાવો....

સામુદ્રિમા રમવા આવો

આશાપુરા જોગિને તેડાવો....

નવદુર્ગા નવરાત્રિ ખેલો
શરણાગતના મનોરથ પુરો....



# ખેલો ભવાની

ખેલો ખેલો રે ભવાની મા રે ચોકે, ખેલ નવલ નિત રચાવો
માજી સોળ સજી ને શૃંગાર ગરબો રૂડો શિરે ધરી રે... ખેલો

ગરબે સોનાની રે શેગ, ગરબે રૂપાની રે જ્યોત
ગરબો માનો ઘૂમે રે... ખેલો

હાર હૈયે માને નવસરો ઝુલે, કટિમેખલા ઘમઘમે રે ...ખેલો

ઉડે અબીલ ગુલાલ, ચુવા ચંદન સોહાય
ગરબો માનો ઘૂમે રે....ખેલો



માની ટીલડી રત્ન જડેલી, નથડી ઝગમગતી....ખેલો

ફોરે ફુલડાં સુગંધ, ઉડે કેસુડાના રંગ
ગરબો માનો ઘૂમે રે ...ખેલો

માને કાને ઝુમણાં ને વાળી. બાજુ બંધ ઘુઘરી વાગે . ખેલો



કંકુ છાંટણાં છંટાય, સાચા મોતીડે વધાય
ગરબો માનો ઘૂમે રે ....ખેલો

કંકણું પોંચી કળા ચુડી, વેઢ વીંટી ઝગમગે રે ....ખેલો

ગરબે સહસ્રધાણી તેલ, ગરબે ભારા કાપુસ વાટ
ગરબો માનો ઘૂમે રે ....ખેલો

માજી અધર રંગ્યા રે તંબોળ,
આંખલડી આંજી સેંથો પૂર્યો રે ....ખેલો

ઝાંઝર ઝમકે વિછુવા ઠમકે,
માજી ફેર ફુદરડી ફરતાં'તાં ....ખેલો

ગાઉં અંબામાના ગુણગાન,
ચરણરજ શિરે ધરૂં રે ....ખેલો







# કાલંકી માને ખોયડે રે

અમે આવતાં કાલંકી માને ખોયડે રે
ખોયડે રે માને મંદિરીએ રે ....અમે

માની લીલુડા વનમાં દેરડી રે
ઉપર વાયરે ધજા માની ફરકતી રે ... અમે

માની લીલી વાડી ને લીલાં ખેતરો રે
પાસે રૂડુર વાવડી સોહામણી રે ....અમે

ઉંચે ઓટલે મહુલીમાં બીરાજતાં રે
ભીડ ટાળવા સદાએ ખડા રહ્યાં રે ....અમે

ડાબી કોરે મા સરસ્વતિ બીરાજતાં રે
જમણી કોરે મા લક્ષ્મી શોભતાં રે ....અમે



નારીક ગામમાં સીતારામ ધૂમીઆ રે
એ ગામના પાદરે મા બેસણાં રે ....અમે







ભાલે તે ટીલડી મા ઝગમગે રે
માને નાકે તે નથડી શોભતી રે ....અમે

માને કાને તે ઝુમણાં ઝુલતાં રે
ચુડા વીંટી ને હાર રૂડા ઘુઘરા રે ....અમે

શેષ સહસ્ત્ર ફેણે માની છાંયડી રે
માની અમીની ભરેલી મીઠી આંખડી રે ....અમે

દુઃખ દારીદ્ર તું સદા કાપની રે
સૌભાગ્યને ભક્તિ આપની રે ....અમે

માની ચરણધુલી શિરે ધરી રે
માની મૂર્તિ હૃદયમા વસી રહી રે ....અમે







# આશાપુરા કચ્છના રખવાળી

આશાપુરા તે મારી માવડી માત પુરો અમારી આશ રે
ધન્ય માત આશા પુરા રે

આશાપુરા તે મારી માવડી મા કચ્છના છો રખેવાળ રે ....ધન્ય

ધરતીમાંથી પ્રગટિયાં ને મઢમાં તારા વાસ રે ....ધન્ય

નવરાત્રિની ગનડી મા ગરબે રમવા આવો રે ... ધન્ય

હું તે કેમ આવું એકલી મારે જોઓ મહીયરનો સાથ રે ... ધન્ય

મહિયરને આજ્ઞા માનથી ને મા ગરબાધારી શિર રે ....ધન્ય

આબુથી આવો અબીકા માનો કાઠીયાવાડમાં વાસ રે ...ધન્ય

માથે શોભે મા કાળીકા જેનો ડુંગરનો પ્રભાવ રે ....ધન્ય

સોળે શંગાર આવો રાંદલ મા પારણાં બંધાવનાર રે ....ધન્ય

ગાયે શીખે ને સુણે સાંભળે તેની આશા પુરે માત રે ....ધન્ય









# માનાં નોરતાં

આજ ખેલો ભવાની મારે ચોક,
ગરબે સરખી મા સહીઅરની જોટ
પડવે તો આવો માજી ગરબા સજાવું,
ગરબે હીરલાના હાર ....આજ

બીજે તે માજી રૂડાં મંડપમાં ખેલતાં,
કરી તાલી તણા પડકાર ....આજ

ત્રીજે તે ખેલતાં મા ધરણી ધ્રુજવતાં,
ગરબે સૂર્ય સરીખડું છે તેજ ....આજ

ચોથે તે શોભે માજી સાહેલી સંગમાં
જેમ શોભે તારામાં ચંદ ....આજ

પાંચમે તે છંદ માજી પોતે ઉચ્ચારતાં,
છઠ્ઠે કરે નવાનવા ખેલ ....આજ

સાતમે તે માજી સોળ સહીયરના સંગમાં,

આઠમ આવી અણમોલ ....આજ

નવમીએ નવે દુર્ગાની સંગમાં
વિજ્યા દશમીએ જય જયકાર ....આજ



# ઝગમગતા દિવા

પૂછે મહાદેવ ઉમિયાને રે
કહો ગૌરી ક્યાંથી આવે તેજ રે
ઝગમગતા દિવા દીસે છે નવરાત્રિના
આ રૂડા દિવસ નવરાત્રિના
રમીએ અમે જોગણીઓ સૌ સાથ રે.. ઝગમગતા
મેં તો અંબા બહુચર માને તેડીઆ
ઘૂમવા મારે નવ દાડા નવરાત રે....ઝગમગતા
શૃંગાર સજ્યા મા શોભતાં
દીસે જાણે રજની ભાનુ પ્રકાશ રે....ઝગમગતા
તાલી પાડીને ફરે કુદડી
મધુર રાગે ગાએ સુંદર છંદ રે....ઝગમગતા
મા ઠેમ પાડે તો ધરણી ધ્રુજતી
ઘુઘરાના થાયે ઘમકાર રે....ઝગમગતા
મા ચૂડી કળાને વેઢ વીંટીઓ
કંઠી હોડી નવગ્રહો હાર રે....ઝગમગત
નાકે તે નથ માને ઝગમગે
ડામણીમાં હીરલાની હાર રે....ઝગમગતા
મા મનોહર શોભતી મૂર્તિ
દર્શન દેજો માડી વારંવાર રે....ઝગમગતા









## કાળકાનો ગરબો

આજ ગરબે રમે છે માત કાળીકા રે લોલ
સંગ સરખી જોડી મા અંબીકા રે લોલ ....આજ

સોળે શૃંગાર સજી દેવી પધાર્યાં
માત તેજ તણો અંબાર રે ....આજ

ભોળા સહિયરના સાથમાં રે ઘૂમતાં
નવલખ તારામાં ચંદ રે મા ....આજ

તાલી પાડે ને ફરે ફુદડી રે મા
ઠેસે તે શેષનાગ ડોલતા રે મા ....આજ

ચાંપો તે નેરના ચોકમાં ઘૂમતાં
પતાઈએ જાણી છે વાત રે મા ....આજ



પાવાપતિએ એવો પ્રપંચજ કીધો
છેડો અડીને ઉભો રે મા ....આજ



માગ માગ માગ તું પાવાના રાજવી
પ્રસન્ન છે મા કાળી રે આજ ...આજ

હાથીઘોડાં ધન પુત્ર પરિવાર ને
માગ નવે ખાંડ ડેગ રે રાજ મા ...આજ

પ્રસન્ન મુજ પર જો રે થયાં તો
મોલે પધારો ને આજ ...આજ

ફટ રે ફટ ભુંડા પાવાના રાજવી
વંશની જાશે જડામુળ રે મા ...આજ









# ખીરદાળી મા

રમવા આવોને મારી ખીરદાળી મા
આવ્યા દિવસ રૂડા નવરાત્રિના

રંગ ભરેલ રૂડો ગરબો સજાવું, કોરી કોરી દીવડાની જ્યોત
અખંડ જ્યોતિ આપ ખીરદાળી

ઘૂમે ઘૂમે ઘૂમે ગગનમા ગરબો, રાત્રિ વેળાએ શું ભાનુ
દેવો દોયલી મારી ખીરદાળી

ઘમ ઘમે ઘુઘરા ને ઠમઠમે વિછુવા, કંકણુ નાદે મા રમવાં
ભોળી ભોળી મારી ખીરદાળી

તાલીના તાલે મા ખેલ ગ્યાવો, ચોસઠ જોગણી રમવાં
દરશન દેજો મારી ખીરદાળી





# ઉમિયા પૂજન

લીધા પૂજન થાળ હાથમાં રે બેન,
પૂજવા ઉમિયા માતને રે
ધુપ ને દિપ મેં લીધા કપુર માંહે
પજવા ઉમિયા માતને રે
અબીલ ગુલાલ ચુવા ચંદન શોભાવીઆ
પુષ્પ અક્ષત લઇ માતને વધાવવા ....પુજવા
ઉંચા મંદિર મા શોભે ઉમિયાના
જાવું વધાવવા મારે મંદિરમાં ....પુજવા
કંકુ કેસરના પૂર્યા મેં સાથીઆ
ઉતારૂં આરતિ લીધા છે દીવડા ....પુજવા
ઝાલર વાગે ને ઘોર ઘંટોના ગાજે
ઢોલ પખાજ સૂર શરણાઇના વાગે ....પુજવા
મંદિરમાં રે અમે ગાતાતાં ગરબા
જય જય ધ્વનિ ગાજે ગગનમાં ....પુજવા

સાખી

પૂજન મારાં પ્રેમનાં....સ્વીકારજો મમ માત
કરૂણા કરો મુજ ઉપરે....જોડી કહું છું હાથ







# રાંદલ દે રે

રમવાને ચાલો સખિ રાંદલદેરે
રાંદલદેરે રનાડે માતને ખોયડે ....
ચોસઠ મળીને જ્યાં સાથમાં રમે
સાથમાં રમે અંબા માતને ગમે ....
મેરૂ સરીખો માનો ગરબો ઘૂમે
સૂર્ય સરીખું માંહે તેજ દીપે ....
સુંદર રાગે ગાયે કાલિકા
દાંડિયા લઈ રાસ રમે બહુચર મા ....
આશાપુરા મા ત્યાં રે ઓપંતા
દેવો આવીને પુષ્પો વેરંતા ....
તું ઈંદ્રાણીમા તું બ્રહ્માણી
નવ દુર્ગા મના ભવાની ....
ચારે દિશાએ શકિત બીરાજે
ભારત ભાગે રક્ષાએ કાજે ....
આંધળાને મા દેજે આંખલડી
પાંગળાને તમે તારો માવલડી ....
મુંગાને મા જીભલડી આપો
વાંઝયાને ઘેર પારણાં બંધાવો ...
હાથ જોડીને વિનવું માવલડી
ચણીઓ ચોળીને સાથ ઓઢી ...








# ગોરાંદે ગરબે રે આવો

સોનાનો ગરબો ને રત્ને જડેલો,
　　　　મોતીડા હીરાણી યે ધરો રે
ગોરાંદે મારે ગરબે રે આવો,
　　　　મા રે ગ ર બે રે આ વો ....ગોરાંદે

ચોમ્સઠ જોગણી જોગ માડીને,
　　　　હોમ હવન જ્યારે થાય રે ....ગોરાંદે

બ્રહ્મા આવે વેદ મંત્ર ઉચ્ચારે,
　　　　સ્રોત નવચંડીના ગાય રે ....ગોરાંદે

મૂળ આ વિશ્વની સર્જતા તું રે,
　　　　હરિહર વિરંચીને નિપજ્યા રે ...ગોરાંદે

મહાલક્ષ્મિ, બ્રહ્માણી, મહારુદ્રાણી,
　　　　આ દ્ય શ ક્તિ ત મે છો રે ....ગોરાંદે

ચુવા ચંદન તેલ ફુલેલ રે ફોરે,
　　　　ચાંદલો શશીઅલ ભાલ રે ....ગોરાંદે



કાને કુંડલ હાર હેમના રે શોભે,
　　　　કંકણ કર કરી શુધરી રે ....ગોરાંદે



આંખડી આંજી સેંથડા પૂર્યા,
અધર રંગ્યા છે તબોળ રે ....ગોરાંદે

નવનવ દાડા ને નવનવ રાત્રિ,
અખંડ ધર્યો શિરે ગરબો રે .. ગોરાંદે

રૂમઝુમ રૂમઝુમ ઝાંજર વાગે,
ઠેરો તે દિકપાલ ડોલે રે ....ગોરાંદે

દીવા પ્રગટે ધૂપ મ્હેકે સુગંધી,
ગજરા ગું થ્યા છે શિર રે ....ગોરાંદે

લળી લળી શરણે મા આવુ રે બીરદાળી,
બીરદ સભાળી દાસને તારો રે ....ગોરાંદે







# માનાં આયુધ

આયુધ લઈને સંચરો ભવાની, ભક્તોની રાખજો લાજ રે
રાંદલમા ભક્તોની ભીડ તમે ટાળજો....

સિંહને ખેડી અંબાજીમા આવજો, ત્રિશુળ ધરજો હાથ રે
અંબાજીમા ભક્તોની ભીડ તમે ટાળજો....

ડુંગરાવાળી મહાકાળીકા માત છો, અસુરો સંહાર્યા સાક્ષાતજો
કાળીકા ભક્તોની ભીડ તમે ટાળજો ....

બાળવેશે બહુચર મા શોભતાં, ધરી આયુધ કુકડાને ખેડજો
બહુચર મા ભક્તોની ભીડ તમે ટાળજો....

રવેચીમા ક્ષત્રિયોને સદાયે સહાય છો, ભાલાને ધરીઓ છે હાથજો
રવેચીમા ભક્તોની ભીડ તમે ટાળજો....

આશાપુરા કચ્છમાં તમારાં છે બેસણાં, કચ્છડાની છું રક્ષાય રે
આશાપુરા ભક્તોની ભીડ તમે ટાળજો....

બેઉ કર જોડી શક્તિઓને વિનવું, મા કાપો કળજુગના પાપ રે
નવે દુર્ગાઓ ભક્તોની ભીડ તમે ટાળજો....











# આરતી

## દીપક

જય સીતા સ્વામી પ્રભુ જય સીતા સ્વામી
દીન જનોને ઉગાર્યા આપ અંતર જામી ....જય

રઘુકુલ ભૂષણ દશરથ નંદન કૌશલ્યા જાયે પ્રભુ [૨]
લછમન ભરત શત્રુઘ્ન બંધવ તુજ કહાવે ....જય

બાલચરિત્ર અપાર અયોધ્યામાં કરતા [૨] પ્રભુ
તાડીકા સંહારી અહલ્યા ઉગારી ....જય

જનકપુર જઇ ધનુષ્ય શીવનું તોડ્યું [૨] પ્રભુ
પણ જનકનું રાખી વર્યાં જાનકી જી ...જય

તુલસીદાસનો દાસ ચરણ પખારી [૨] પ્રભુ
હનુમંતા પરતાપે આરતિ મે ગાઇ ...જય







# આરતી



જય મુરલીધારી પ્રભુ જય મુરલીધારી
રાધાવર ગિરિધારી પીતામ્બર ધારી જય મુરલીધારી

મસ્તક મુકુટ કાનન કુંડલ મકરાકૃત ધારી [૨] પ્રભુ
બાજુ બંધ બીરાજે કર પોંચી ધારી જય મુરલીધારી

કેડે શોભે કટિમેખલા નુપૂર ઝણકારી [૨] પ્રભુ
પ્રેમે ઉતારૂં આરતી ભાલ તિલક ધારી જય મુરલીધારી











# કેસરિયાનો રંગ

રૂડા ઝંડા રોપાવ મારા આંગણાની માંય
ઝંડા રોપાવો મારા આંગણીઆ શોભાવો
રૂડા ઝંડા રોપાવા મારા આંગણાની માંય

હું ઉઠી નિત નિત પૂજું ને ગીતો એના ગાઉં
એ ત્રિરંગી ઝંડો મારા હિન્દનું નિશાન
હિન્દનું નિશાન એ છે હિન્દીઓનો પ્રાણ રે —રૂડા

ભારતમાતા મંદિરે એ ઉડે ઉંચે આકાશે
એ છે ઐક્ય તણું રે શાન
માંહિ ચક્ર તણું નિશાન —રૂડા

કેસરી રંગે રંગ્યા કંઇ હિંદીઓના દિલડાં
જુઓ મફેદ રંગ શોભે લીલે માની વાડી
માતાની વાડી રહે નિત્ય હરિયાળી —રૂડા







## હળવે ડગલાં ભરજે

હળવે હળવે હળવે ડગલાં ભરજે રખે ધરણીમા દુભાશે
એ હિન્દી........હળવે ડગલાં ભરજે
જે રજકણુથી બન્યું શરિર આ એને ના ભૂલાયે
દૂર વિકટ હજુ પંથ તાહરો ઉતાવળો ના થાજે
તું હળવે ડગલાં ભરજે
એનાં એ પયપાન કરીને મોટાઇને તું પહોંચ્યો
નિમક એનું જોશો ભાવે હળવે તું સંચર જે
તું હળવે ડગલાં ભરજે
યુવાનીમાં મસ્ત બનીને માની મૂકિત ચાજે
વાંકડીઆ તારા જુલફાં રૂપાળાં હળવે તું સંચરજે
તું હળવે ડગલાં ભરજે
એના ઋણ ચૂકવવામાં તું પાછું ફરી ના જોજે
એની મૂકિત કાજે વિરા દેહના બલિદાન દે જે
તું હળવે ડગલાં ભરજે
સિંહણુના સૂત મરે રે રણમાંના મરે મરણ પથારી
મરતાં મરતાં મૂકિત ગાજે ભારત માતા કેરી
તું હળવે ડગલાં ભરજે
એ હિન્દી........હળવે ડગલાં ભરજે









# કેસરિયાનો રંગ

હો બેની મને લાગ્યો કેસરિયાનો રંગ
કેમ કરીને બેની કીધાં કેસરિયાં ?
કહેને વિસ્તારી એ વાત—હો બેની મને

ખેતરે જતી ને કાલાં વીણતી
ફોલ્યાં મેં સાહેલી સાથ [૨] —હો બેની મને

રૂને પીંજીને મેં તો પુણીઓ બનાવી
લીધો છે રેંટીઆનો સાથ [૨] —હો બેની મને

ભાઇ રે વણકરીઆ તું મારો વિરલો
વણજે ખાદી આ વાર [૨] —હો બેની મને

ભાઇ રે રંગારા તુ મારો વિરલો
રંગજે કેસરિયો રંગ [૨] —હો બેની મને

કેસરી ઓઢણી ને ધોળો છે ઘાઘરો

લીલુડી કાંચળી સોહાય [૨] —હો બેની મને



## આરાધના

પૂજું પૂજું હું માતા ભારતી રે
માતા ભારતી-રે હું આરાધતી રે —પૂજું

તુજ ચરણે વારી વારી જાતી રે
વારી જાતી-રે વારી જાતી રે —પૂજું

સાખી

અંધકાર ગયો હો માડી ઝગમગની ક્રાંતિ વારી
ઉત્તમ થયો ભાનુ પ્રકાશ્યો જય જય બોલે હિંદવાસી

હે મા...હે મા...હે મા.......હું આરાધતી રે
પૂજું પૂજું હું માતા ભારતી રે

સાખી

હસતી આજ ભારતી નીરખી ટોળે વળીને સખી
અંતરની આશિષ છે સફળ તમારી સિદ્ધિ

★ વારી વારી હું માડી આરાધતી રે
પૂજું પૂજું હું માતા ભારતી રે.



# ગરબે રમે છે ગુજરાતણો

આજે ગરબે રમે છે ગુજરાતણો [૨]
હિન્દ ભૂમિ કેરી બાળ કરે સુખદુઃખની વાત રે
હેતી માહેલીને સાદ કરી, તાળીનો અવાજ રે ...ગરબે
શિવાજી જેવાની માત આવો દક્ષિણી બ્હેની
તારો પહોળી પુરૂષ વેશ શિરે ફુલડાની વેણી રે ...ગરબે
આવો આવો બ્હાદુર બ્હેન શીખ બાળા
તારા સિંહ જેવા સંતાન તારી કેડમા કટાર રે ...ગરબે
આવો શામળી સુરત તારા નેનમા છે ઘેન
બંગાળની બેન તારે સેંથલે સિંદુર રે .. ગરબે
આવો કાશ્મીરી કાલુડી તારા ધ્યાનમા નાવલડી
તારા મૃગલી જેવા નેન તારા રૂપ તો અપાર રે ... ગરબે
રજપુત રણઘેલી ચડે શત્રુ જોઇ પહેલી
શૌર્ય બાળને શીખાડે પતિ રણમા જેના પોઢે રે ... ગરબે
આવો મુસ્લીમ બીબી કરૂ તારા સન્માન
ધરે ધર્મના અભિમાન પડે નમાજ કુરાન રે ... ગરબે

આવો મારવાડણ ગોરી તારા કરમા ઝાઝી ચૂડી
અલી ઘુઘરા કેરા માન તારી લહેરીઆ પછેડી રે .. ગરબે



# રણભેરી

ઓ હિન્દીઓ આજ રખો માત ભારતકી લાજ

ત્રિરંગી ઝંડાકો શિર ઝુકાકે ભારત ભરમેં નાદ ગજાકે
હિન્દ મુસલમીન હાથ મીલાકે સારે જહાંમે નામ દીખાકે ઓ

સ્વતંત્ર બના દો હિન્દ હૈ અપના મત દેખો કોઈ ઔર સપના
મહાત્માજીકે અહિંસામે નિર્ભય આઝાદી દીપાયો ઓ













# રામના વિશ્વાસુ

એક મંત્ર રે ભારત જગાવી પોઢીઆ હે....જી
રડતા મુકયા દેશો દેશ રે
જગનો ઉદ્ધારક બાપુ પોઢીઆ હે....જી

એની રે વાણીએ મોટેરા ભુપ ડોલ્યા હે....જી
સત્ય અહિંસાના અનુયાયી રે
સ્ત્રિ–જાતિના ઉધ્ધારક બાપુ પોઢીઆ હે...જી

સુકી રે સોટી સમ તુજ દેહમાં હે....જી
ભરીઆ ગુણ તો અપાર રે
ગરીબોના બેલી બાપુ પોઢીઆ હે....જી

ઝંડો રે ફરકાવ્યે સ્વાતંત્ર્યનો હે....જી
ડંકો વગાડયો દેશો દેશ રે
ગુલામી તોડીને બાપુ પોઢીઆ હે....જી





દેવોના રે કાજે વિષ મહાદેવે પીધાં મે...જી
જગને અમૃત પાઇ જીવ્યા; ધાવ રે
ભારતનો રે સંત આયો પોઢીઓ હે....જી

ફુલડાં સરીખું તારૂ દિલડું હે......જી
રોમે રોમે વસીઆ રામ રે
એ રામના વિશ્વાસુ બાપુ પોઢીઆ હે......જી

કીયારે ગોઝારે એ લુવારે ઘડી હે........જી
કાળી ઝરિલી બંદુકડી એ
ગોઝારી ગોળીના ભોગે બાપુ પોઢીઆ હે....જી

રામ કૃષ્ણ કે બુધ્ધ મહાવીર હતા હે.. ...જી
કે હતા ઇશુ કે પયગમ્બર રે
ઐકયના ઉપદેશક બાપુ પોઢીઆ હે....જી

ફુલડું સુગંધી એ કરમાઇ ગયું હે.......જી
ફોરી એની સુવાસ ચારેકોર રે
દલીતોના દેવ સાચા પોઢીઆ હે......જી









## સ્વાતંત્ર્યના વધામણાં

આજ ઉગ્યાં પ્રભાત સ્વાતંત્ર્યનાં મુક્તિ મા ભારતની આજ
અવસર સ્વાતંત્ર્યના
આજ લાખોના લાલ હરખાય છે
લાખેણી ભારતીને કાજ....અવસર
લાખેણા વિરો વિરાંગના મળીને
લાખલાખ દીધાં બલીદાન....અવસર
અંધારાં ઓસર્યાં અજવાળાં આવીઆં
ઉગ્યાં આનંદનાં પ્રભાત....અવસર
ત્રિરંગી ધ્વજને દ્વારે ફરકાવીએ
લીલુડાં તોરણ સોહાય....અવસર
લાખલાખ દિવડાની રોશની શણગારીએ
સાચી દિવાળી છે આજ....અવસર
આંગણે આંગણે રંગોળી પુરીએ
મોતીડાના ચોક પુરાય....અવસર
ઢોલ શરણાઈ વાગે વિધવિધ વાજીંત્રો
મીઠેરા નોબત પડકાર....અવસર
હિન્દ હરખાય થયા હિન્દ આઝાદને
આજ મોટા આધ્યાય ભડવીર....અવસર



કુસંપને હિંદ ભૂમિથી દૂર કરો
સપના શણગારીએ સાજ....અવસર



# વિદાય સંદેશ

વહાલાઓ દેજો રે પ્રેમે વિદાય જો
આઝાદીના માટે ઝુકવું જંગ રે ....વહાલા

સ્નેહીઓ સંબંધી સૌને વંદન જો
વંદુ માગ વડીલ જનોને આજ જો
વંદુ મારી બેનો ને સૌ માવડી
વંદુ તેત્રીસ કોટી ભારતનાં બાળજો ....વહાલા

માડી મારી કસ્તી ન દીકરી દોહ્યલી
દેજે આશિરવાદો જંગે ઝુકવા
ભાઈ મારા બેનડીના બોલે રે
આવે તો હાલ્યો આવજે જંગે ઝુકવા ....વહાલા

બેનું મારી બેનપણાં તો સાચાં જો
આઝાદીના જંગે સઈયર સાથ જો
માતાનો ખોળો તો હસતાં ખુંદશું
નહિ તો પોઢીશું સૌએ સાથ જો ....વહાલા







દીકરા મારા તું જીવનની જ્યોત જો
દેવ દીધેલ મારો તું છો આશા દીવડો
હું જાતાં તું લેજે મારૂં સ્થાન જો
વંચે વહેલો માની ગોદે આવજે ...વહાલા

આહેળા મારા વસમાં તારાં વ્હાલજો
એ મિત્યુને જોરે જંગે ઝુકજો
ખાભી ને ખાંપણ તે લેતા આવજો
પોઢણુ તો કરશુ રે માની ગોદમાં ...વહાલા







# વિજોગ

કડવી લીંબડી કડવી લીંબડી
શીતળ એની છાંય રે ગઈ
વહાલાના વિજોગે લાગે દોહ્યલા આ દુઃખની વાતડી

ઓશિયાળી બેડી ઓશિયાળી બેડી
ત્યાં આવી કે સાહેલડીને બેન
વહાલાના વિજોગે લાગે દોહ્યલા આ દુઃખની વાતડી

આ દુઃખની વાતડી આ દુઃખની વાતડી
ક્યારે જઈને કહેવી રે બેન
વહાલાના વિજોગે લાગે દોહ્યલા આ દુઃખની વાતડી

ઉગેને આથમે ઉગેને આથમે
એમ વહાણાં રે વહી જાય રે બેન

વહાલાના વિજોગે લાગે દોહ્યલા આ દુઃખની વાતડી






ન કહાવ્યો સંદેશો ન કહાવ્યો સંદેશો
કાગળિયો ના મુક્યો રે બેન
વહાલાના વિજોગે લાગે દોયલા આ દુઃખની વાતડી

ખોટી મગરૂર આ ખોટી મગરૂર
જૂઠા માંડયા યુધ્ધ રે બેન
વહાલાના વિજોગે લાગે દોયલા આ દુઃખની વાતડી

કોના દાદા રૂવે કોના બાંધવ રૂવે
કોઇ બાપાના બાંહુડા રે બેન
વ્હાલાના વિજોગે લાગે દોયલા આ દુઃખની વાતડી

કોઇ માડીનો બેટો ગયો માડીનો બેટો ગયો
કોઇ નારીનો નાવલિયો રે બેન
વ્હાલાના વિજોગે લાગે દોયલા આ દુઃખની વાતડી

કોઈ દુઃખે રૂવે કોઈ ભૂખે રૂવે

કોઇ વિરાના વિજોગે રે બેન
વહાલાના વિજોગે લાગે દોયલા આ દુઃખની વાતડી



# ભારતનો જય જયકાર

ભારતમાતા તેરો જગમેં જય જય જયકાર થયો
દીધાં બલીદાન વિરો વિરાંગનાં તેનું નામ અમર રહ્યો —

દિવ્ય જ્યોતિ મમ જનની તું જન્મભૂમિ અમારી રે
ચાલીસ કોટિની જનેતા મંગલમૂર્તિ તારી રે —

લાઠી ગાલી તોપો ગોળી જેલ જીવનમા દીઠી રે
તોય જનની સેવા તારી આત્મભોગે કીધી રે —

એ મુક્તિ માર્ગ અમને બનાવ્યો લાલ લાડીલો મા તારો રે
મોહન મંત્ર ગુંજે જગમાં દહિ આજ કીનારો રે —

લાડી ભોગે વંદન કરતા ગધ્વિયપનાકા ફેરા રે
લાખો લાખો નમન અમારા ચરણુ સેવી મા તારા રે
ભારતમાતા તેરો જગમેં જય જય જયકાર થયો.







# શિવ ભીલડી

## નૃત્ય ગીત

શીવજી બેઠા આસન વાળી
જપે મહા અવિનાશી
અખીઆં જેની અર્ધ મીચેલી
શિશ ગંગ શશી ધારી .. શીવજી

તપ કરતાં વર્ષ વિત્યાં
પા ર વ તી એ વિચાર્યું
ક્યારે આવે ત્રિપુરારી
કૈલાસે સતી અકુલાઈ ...શીવજી

ભીલડી કેરા રૂપ ધરીને
રૂમઝુમ રૂમઝુમ કરતી ચાલી
તપ છોડાવા જોગેશ્વરના
આવે ગિરિરાજ દુલારી ...શીવજી





ઝનનન ઝનનન ઝનનન મોરી પાયલ બાજે
પાયલ બાજે
ભીલડીના રૂપધારી આવે મતી રે,
આ વે મ તી રે ...ઝનનન

ગ ગા જી ના । કા ઠે એ ઠા
શિવ સમાધી ધારી રે
નૃત્ય કરે ભીલડી ને જાગે ત્રિપુરારી,
જા ગે ત્રિ પુ રા રી ...ઝનનન

કોણ છે ઓ કા મિ ની
ક્યા વસે તારો નાથ
રૂપના જોઈને હું છોડું રે સન્યાસ,
છો ડું રે સ ન્યા સ ...ઝનનન

જાતે છુ હું ભીલડી ને
ભીલ મારો નાથ
તમારે મહાદેવ અમ્મો ઘેર વસેનાર,
ઘે ર વ સે ના ર ...ઝનનન







## આભરણ

ઉતારું આભરણુ અંગના કરૂ હું પ્રેમથી શૃગાંર રે

દામણી મારી દામોદરની નથડી નારાયણુની રે

કાનના ઝુમણા કેશવ કેશ હાર હરિનો મારે હૈયે રે

ચિત્તમાળા ચતુર્ભુજ ચુડલો શીદ સોની ઘેર જઇએ રે

ચરણે ઝાંઝર જગજીવનના મારા કડલા કૃષ્ણે કીધાં રે

ઘૂઘરા વિછુવા નારાયણુના કટિ કરૂણાની ધારી રે

મીરાંના ઠાકુર છો વ્હાલા ચરણ કમળની દાસી રે





# ગોતી લાવોને મારી ગાવડી

ઓ કાનજી જશોદાના લાલજી નંદના ગોવાળજી
ગા યો ના ગો વા ળ જી
ગોતી લાવોને મારી ગાવડી

સોનાના શીંગડા રૂપાની ખરીઓ
કમણી ઝુલણી ઓઢાળતી....ગોતી

એને વગડે ચરાવતો પાણીલા પાવતો
એતો બેઠી બેઠી વાગોળતી....ગોતી

મારી ગોરીસી ગાવડી ગોરાસાં દૂધડાં
મારી સુની દીસે છે મહીની માટડી....ગોતી

વેલી સવારે ઓલાવી તે
મેં તો છોડી દીધીતી એની સાંકળી....ગોતી



આગણ્ સુનુ ને એનો વાછરડો બેબાકળો
એને કંઠે ઘુઘરમાળ ઘંટડી....ગોતી



નંદજીના ધામમાં બરસાના ગામમાં

આવતાં લાગી શી વાર આવડી....ગોતી

વિનંતી કરૂં, કાના કરગરું હું

પૂજું તમારી પ્રભુ પાવડી....ગોતી

સાખી

એ....કાનુડે છેડી બાંસુરી....સૂણી ગાવડી કાન
ભાં ભાં કરતી દોડતી ...આવી જ્યાં ગોપાળ







# કાંગરીઆ ગઢ

ગરબો

પાટનગર ભુજ નામ છે ને આથમણે તેરા ગામ જે
કાંગરીઓ ગઢ શોભે તેરા શહેરમાં રે
ઉંચો તે દરબાર ગઢ છે ને ગોંખે જેઠીશીંહ બીરાજે છે
ડાબેને જમણે બે કુંવર શોભતાં રે —કાંગરીઓ

ચારે દીશાએ ચારનાકા છે ઉગમણો ઓતરો નામ છે
દખણોને આથમણો નાકો શોભતો રે —કાંગરીઓ

ઉગમણે ખરવાડ છે ને સીનળામાની આણ છે
નાગેશ્વર બીરાજે તેરા શહેર માંરે —કાંગરીઓ

ઉતરે સ્વેચી મા વશેને શુભરાસરની શોભા છે
ફૂલવાડી શોભે છે તેરા ઘણી તણી રે —કાંગરીઓ

દખણે નાકે ઘણુ વસે ને ગોવાળોના પાવા વાગે
કાળી ધોળી ચાલે હારોહારમાં રે —કાંગરીઓ



આથમણે ભીડ ભંજન છે વાછરાનો ત્યાં સ્થાન છે
ઢાક ને ડમરૂં વાગે જોડાજોડમાં રે —કાંગરીઓ







શેની કંદોઇ ને ગાંધી વસે, ખોભાત્રીના હાટ છે
પાણીયારી પાણીભરે મહાપતિ ચાલમાં રે —કાંગરીઓ

તળાવ ત્રણ સોહામણાં ને ચત્રભુજ રાય છે
રામચંદ્ર બીરાજે, હનુમાન જતિ વસે રે —કાંગરીઓ

રાંદલમાનો સ્થાન છે આગે ત્રવાટો નામ છે
વૈષ્ણવની હવેલીને દેરાશર છે રે —કાંગરીઓ

સૈયદ મામદ પીર મોટા છે ને કાળો પીર રખવાડી છે
રાયધણ રાનાસુતની ગાદી અમર રહો રે —કાંગરીઓ

છોકરા છોકરીની નિશાળ છે, ધરમાદા દવાખાનું છે
ઉંચાઉંચા બંગલા શોભે શહેરમાંરે —કાંગરીઓ

દાદા હમીરજી મોટા હતા ને કોરજી એના કામદાર હતા
કોરજીના રૂસુતની પૌત્રી ગાય છે રે —કાંગરીઓ







જમુનાજે ઘાટ તે બંસી જે ઠાકરીં
કધમ જેતાં ઝાડ ચડપો વજાય વઠો રે
બંગીક સુણાય વઠો રે ...કાનુડો

કાગીયું ધોળીયું ગાવડીયું ભાંભાટ તીયું કરીએ
ગવાળીયાં ઉનજા રૂંવે ઉનમેં દઠો રે
અમીતા ઉનમેં દઠો રે ...કાનુડો

ઘરૂ પૂજના ફુગીઆને રાધા થઇ રાંકડી
કંસજી ફાગી કુબજા જે ભેરા વઠો રે
વનીને ઉતે વઠો રે ...કાનુડો

રૂપેરી ગોકુળ રૂવે વૃંદાવન ઝા ઝાડ રૂવે રે
ઘ ...મુંજે આતમમેં અય વઠો અજ દઠો રે
અગીતાં અજ દઠો રે ...કાનુડો





# વ્રજ વલાપ

## દુહો

એ....કીનની દશ મથાનુ ને કેંવની પરિયાણુ
એ....સજણુ ઈનજા સચા અસીંએ તેકે નકેં જાણુ

કતે લકોરે કાનુડો કેડાં લકોરે.......
ગોકુળ છડે મથુરાં વની કેતે લકો રે

બાંલાપણજી યાદ મુકે નત અચેરે
અનજી નત અચરે

અખીએંસે હેર ખણી હેતે દઠો રે ....કાનુડો
અસીતાં હેદાં દઠો રે

ગોપેંજો સાથ છડે ગોપીએંજી રાંધ છડે
ચોરી ચોરી મખણુ ખેંધો હેતે દઠો રે ....કાનુડો
અસીતાં હેદાં દઠો રે

નંદજોહી લાડલો ને જશોદાજો પ્રાણુ રે
ગોકુળજીતાં શેરીએ શેરીએ ફરધીં દઠો રે ....કાનુડો
અસીતાં ફરધીં દઠો રે



જમુનાજે ઘાટ તે બંસી જે ઠાહરીં
કધમ જેતાં ઝાડ ચડયો વજાય વહો રે
બંસી સુણાય વહો રે ....કાનુડો

કાળીયું ધોળીયું ગાવડીયું ભાંભાટ તીયું કરીએ
લવારીયાં ઉનજા રૂંરે ઉનમેં દહો રે
અમીના ઉનમેં દહો રે ....કાનુડો

ધણ વ્રજજા દુઃખીઆને ગધા થઇ શંકડી
કંસજી દાસી કુબજા જે ભેરો વહો રે
વનીને ઉતે વહો રે ....કાનુડો

શેરી શેરી ગોકુળ રૂવે વૃંદાવન જા ઝાડ રૂવે રે
એ .. મુંજે આતમમેં અય વહો અજ દહો રે
અમીતાં અજ દહો રે ....કાનુડો









# પાર્વતી વિવાહ

## નૃત્ય નાટીકા

સરસ્વતિ સ્તવન



પ્રથમ સ્મરૂં ગણપતિ બ્રહ્મ સુતા સરસ્વતિ [૨]
દેવી મહાદેવી દેવી પૂજુ હું સરસ્વતિ

વીણા પુસ્તક ધારિણી હે દેવી! સરસ્વતિ
શ્વેત વસ્ત્ર ધારિણી મયૂર વાહને શોભતી ....દેવી મહાદેવી

પુષ્પમાળ કંઠધારી સિંહાસને બીરાજતી
મંગલમૂર્તિ તારી માત અંગ આજ શોભતી ....દેવી મહાદેવી

ઝૈયર સાથ તાલ મૃદંગ માત તુ ત્યાં ઓપતી
તાન ગાનમાં નૃત્ય સહીત રાગને દીપાવતી ....દેવી મહાદેવી

 

મયનાગણી : હે નાથ! સુણો વિનતી મારી,
પુત્રી વગવવાની કરોને તૈયારી ....હે નાથ



કાશીના પંડિત તેડાવીએ,
સારા મુહુર્તે જન્મકુંડલી બતાવીએ ..હે નાથ



[ ચોપદાર આવે વધામણી લાવે

ઋષી નારદ મુનિ દ્વારે આવે ]

નારદજી :

નારાયણ ભજ, નારાયણ ભજ, નારાયણ ભજ નારાયણ ભજ [૨]
જલમેં સ્થલમેં બસે ભૂતલમેં, અહનીશ બસે ભકત હૃદયમેં ....

શિવ બ્રહ્મા શેષ સહસ્ત્ર મુખે, પાર ન કોઇ પારાયણ ....

શિર મુકુટ મકરાકૃતિ કુંડલ, ગલ બાય જયન્તિ માલાયન ધર ....

ચતુર્ભુજા રત્ન પહોંચી બિરાજે, શંખ ચક્ર ગદા પદ્મહી રાજે ...

નિશદિન વો છબી નયન બસે, તુમ હી હો પ્રભુ અધમ ઉદ્ધારન ..

હિમાચળમયના :

ધન આજ અવસરે આપ પધારે, કુંડલી જુઓ મહારાજ
પાર્વતી ભવિષ્ય વખાણો, કોણ મળે ભરથાર ? ......

નારદજી : અ બા ભવાની જગ નામ ધરે, એ ગુણ તણાં ભંડાર
અવગુણ એમાં એક રહ્યો છે, અવધુત મલે ભરથાર
પારવતીનું નામ લઇને પૂજે સૌ સંસાર ...



ઉલટી વાણી નારદ બોલે સમજે સાર અસાર
હું જાણું ત્રિલોચન જાણે વાત વિદિત સંસાર



યમનારાણી : મારા શારે અપરાધ કહોને ઋષીજી મારાજ
શાને અવધુત મલે ભરથાર મયના પુકારે છે આજ ?....મારા શારે
કન્યા કુંવારી રહે એવા પતિને ના વરે
લાયક જોડી જો જડે પારવતિ હું વરાવું ખરે ...મારા શારે

★

હિમાચળ— શાન્ત થાઓ દેવી ઋષીના વચનોમાં વિશ્વાસ કરો
ચંદ્રમાં અગ્નિ ઝરે પૃથ્વી જો રસાતળે
સમુદ્ર જો મરીયાદા છોડે તો નારદનાં વચનો ફરે ....શાન્ત

★

નારદજી — સાંભળો હિમાચળ મયના રાણી

..............

લક્ષણ એવા જોયા મહાદેવમાં સત્ય કહું છું વેદવાણી
અખંડ તપ કરે બાળા તમારી શિવ–પાર્વતીની જોડી મેં જાણી
સાંભળો હિમાચળ મયના રાણી
પાર્વતી – ઓમ નમો શિવાય, ઓમ નમો શિવાય
જટાધારી શિવ ઓમ ગગ ધારી નમો નમો
ચન્દ્ર ધારી નમો નમો, ત્રિલોચન ધારી શિવ નમો નમો
ત્રિશુળધારી ત્રિપુરારી, નીલકંઠા મહેશ્વરા
રૂદ્રમાળ ધારી રૂદ્રેશ્વરા, ભસ્મધારી વાગામ્બરા
ભુજંગધારી નાગેશ્વરા, રૂદ્રમાળધારી ભુતેશ્વરા





ડમરૂ કર શંખધરા, કૈલાસવાસી નંદીશ્વરા
ઓમં રામેશ્વરા ભીડ ભંજન હરી
જયતિ જયતિ મહેશ્વરા
ડમ ડમ ડમરૂ વાગે છે આજે
શંખધ્વનિ નાદ ગગને ગાજે
રૂમઝુમ રૂમઝુમ વાગે ઘુઘર નાદ....ડમડમ
દેવોના દેવ શિવ નાચે મૃદંગનાદ....ડમ ડમ

શંકર-જાગો જાગો હિમાચળ સુતા
તપ છોડો દેવી પ્રસન્ન છે મહેશ્વરા
નેત્ર ખોલી નિરખો દેવી
બોલે છે ભુવનેશ્વરા ....જાગો જાગો

બાળવયમાં એવાં અઘોર
તપ શું માંડયા !
પૂરણ તપ તમારાં દેવી
શીવજી એમ બોલીઆ ....જાગો જાગો







# લાખો વંદન

ગરબો

દેશો પર દેશ અમે જોઇ વળ્યા રે
જોયા જોગી ને જતિ
પાળીયા આજે પુજાય છે
હતા સૂરા સરદાર રે
લાખો વંદન કચ્છ ભૂમીને
જારાના યુધ્ધો જ્યાં થયાં રે
દીધાં યાચકોને દાન રે
દા ન વી રો એ વા હ તા
દીધાં શીશોના દાન રે ....લાખો
ઉંચે આકાશને ચુમતાં રે
એવા ડુંગરો અપાર રે
ધોળીઓના જ્યાં ધણ ચરે
પીએ સિંહ બકરી નીરરે ....લાખો
નરાયણ શરોવર શોભતો રે
ત્રીકમ રાયજીની મેર રે
કોટેશ્વર ને કલ્યાણરાય છે
એવા સાચા તિરથ થાય રે ....લાખો





# કચ્છી રબારણ

## ગરબો

ઓ ...આઉ મંઈયારણ રે, આઉ રબારણ રે, આઉ ગોવાલણ રે
સુમે તા કોન હુનર અઈ, અઈ ઉનમે હજાર હુનર —આંઉ
દૂધ કાળી દઈ ભનાઇ ઓમે ઓમે છાય જ ગે મખણ તાવીયા—આઉ

મુઠીયો પેર્યોને મુજી બાંજે અય લટકો
લમી લમી લાકમે કુલા, ચાસંજે અય ચટકો —આઉ

ઘોરી મુંજી ગાવડીને, ઘોગ ઠી દૂધણા
ધમધમ ગોયુ દોઇયા, ભરેઆ દુધ બોગણા —આંઉ

ઠને મુજે ઠોડીયા, કધમે ઠી વાગ્લો
ઘોડીઘોડી બધીયા વની, ગાવડીજો ગાભલો —આઉ

અણીઆળી અખ સુતા આઝ્યું આજણુએ
છાય વઠી જગીયા હની જોગતે હથમે —આઉ



કડીએ વાગી રે, કાભીએ વાગી
મોતે તા ઝુલે વડે વીઢે વાગી રે —આઉ



કચ્છડે જા, સોમપરા મલાટ વખાણજે,
અણુતર ને ઘડતરજા મચા કારીગરરે....એ વતન

મીના કમજા કસણી અજ જગમેં એ પ્રખ્યાત,
બાવન ભાંત ખોભીંયુ બંધીએ ખોભાત્રીએડા....એ વતન

ભુજીએ જારે ડુંગર મથે ધારૂ ધીંશટ્યા,
મા ભોમલા ઝુંજ્યા જેંજા પાળીઆ પુજાણાં....એ વતન

નનામેંજી દશગંધીને વાણુતા હલેં,
કારીયું ધોરીયું મકડીયું બ્યા વોકાતા ચરેં....એ વતન

તોરલ જેશળ અજેપાળ શવળ રામદેપીર,
પુજા જે તો વાછરો દાદો રણમેં હાજી પીરરે....એ વતન

જાત્રાજા ધામ વડા નારણસર કોટેસર,
ત્રિકમરાયજી મેર જ જજી કચ્છડે મથેરે....એ વતન



કચ્છડેજી રખવાડી મુંજી આશાપુરા આઈ,
વીરોં હથેંવારી કજ કચ્છડે મેં સવાઇ....એ વતન



## કચ્છડો ન્યારો રે

કચ્છડો મુંજો કચ્છડો મારો રે
લગે તો પ્રાણથી પ્યારો રે
અમાંજો કચ્છડો ન્યારો રે

શુંજે વડા કનમેં ઉધીંગાણું જાદીંય રે
ઉ કેસર ભંના સિંહ રે ....કચ્છડો

માંગેજા ખેલાડી વરી ભાસેસેં ભડવીર રે
ઇ જાડેજેં જા દીંય રે ....કચ્છડો

એલી બરકીં જોરાવર ઈ કચ્છડેજા સિંહ રે
ઇ સંભરે વડા દીંય રે ....કચ્છડો

આરેજેતાં જુધ્ધમેં ઝુંજે સર વગરજા ધડ રે
એડા કચ્છડેજા નર રે ....કચ્છડો

સિંધુડે જે શદસેં ઓથે રણથરા રજપુત રે
એડા મચા અમાંજા વિર રે ....કચ્છડો



દાનવીર એડા હંનો હુથે વઢ શર રે
રખ્યોં મામોંમણી લજ રે ....કચ્છડો



મનજે ખાતર ઝુઝ્યા જેંજા પાળીઆ પુંજાય રે
અજ પાળીઆ પુંજાય રે ....કચ્છડો

વટ કચ્છીજી પાગ જોને વટ કચ્છીજી ભેટજે
વટતાં રખેં મુછજે જજે રે ....કચ્છડો

કચ્છજા વેપારી વેપાર ખેંડયેં મુલકમેં મસુર રે
અજ મુગશ અંઈ મસુર રે ....કચ્છડો

કચ્છજો કબીર મે કણુ દાદો રાવળ રામદે પીર રે
ખ્યા ઓલીઆ હાજી પીર રે ....કચ્છડો

તોરલ જેડી મતીયું વરી જેશળ જતે જોગીપીર રે
મમાધ અંતર જેટે ગ્રેર રે ....કચ્છડો

નારાયણસરોવર ધામજ વટો ત્રિકમરાયજી ગેર રે
પૂજાય કોટેશ્વર મહાદેવ રે ....કચ્છડો

કચ્છ ધરા ધણીઆણી મુંજી આશાપુરા આઈ,
તોજી મડી અશાંકે લાઈ રે ....કચ્છડો











# દુમેંજા પાણી

દુહો

કુવે કાંઠે કામીની મઠી યાદ મહીયર
આંસુએંસેં આંજણુ ધ્રૂવે હી કેડા નકર્યાં થર

કીંય ભરીયારે કી ય ભ રી યાં રે
હ્રની દૃખડેંજા પાણી આંઉ કીંય ભરીયાં રે

ઉનું ખુવોને ગીંધરીઓ રસો
ગીં ધ રી એ। ર સો
હાઢારી હેલ આંઉ કીય ભરીયાં રે
દૃખડેંજા પાણી આંઉ કીય ભરીયાં રે

દાયરો ભરીને ઓત વ઼ા સોરેની
વ હા સો રે ની
જોરાતી મસ જી અ ય રા ડ રે
દૃખડેજા પાણી આઉ કીય ભરીયા રે

જેઠની મુંજા ક મું ભા ના કઢીએ
ક મું ભા ના કઢીએ
મો ભ ણુ જેહા ણી જા એ ર રે
દૃખડેજા પાણી આઉ કીય ભરીયા રે



ટર ગોકુળ ખાણી વાઇપતો મોલજી કરે
પાઈપતો મોલજી કરે
ઉશાણી ભનારણુ મઢંધી વરી વાટરે
દુખડેજા પાણી આંઉં કીંય ભરીયાં રે

નંઢી નણાંન ઘરમેં કુજીએંજો મૂળ આય
કુજીએંજો મૂળ આય
કડણુ આય ઘરવારેજી ધાક રે
દુખરેજા પાણી આંઉ કીંય ભરીયાં રે

જેંદલેંજો માથ છડેયો, માઇત્રિંજા ગામ છડયો
માઇત્રિંજો ગામ છડયો
ચુજરેજ્યું ગાલીયું આંઉ ડતે કરીયાં
મુંજે ધલડેજી ગાલીયું કતે કરીયાં
દુખડેજા પાણી આંઉ કીંય ભરીયાં









# રેડીયો અને રેડીયો ગ્રામ

પ્રખ્યાત બ્રીટીશ સ્વીટ્ઝરલેન્ડ અને અમેરીકન બનાવટ

ઇન્વીક્ટા-ઇંગ્લીશ રેડીયો




★ ટકાઉ કારીગીરી

★ મધુર અવાજ

★ આકર્ષક દેખાવ

આપની પસંદગી માટે પધારો

## ઇન્ટર નેશનલ રેડીયો કંપની

'મલબાર વ્યુ' ચોપાટી

મુંબઇ નં. ૭

ફોન ૨૨૪૯૦ તાર Gramoradio


The TWIN